# મહાત્મા ગાંધી

અને

# પૂરનચંદ્ર જોશી

વચ્ચેનો

# પત્રવ્યવહાર

[I]

# મહાત્મા ગાંધી

અને

# પૂરનચંદ્ર જોશી

વચ્ચેનો

# પત્રવ્યવહાર



લોક પ્રકાશન ગૃહ

રાજભવન : સૅન્ડહર્સ્ટ રોડ

મુંબઈ ૪

# પ્રસ્તાવના

ગાંધીજી સાથેનો મારો પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવાનો મારો ઇરાદો નહોતો; પણ કેટલાંક સ્વાર્થી તત્ત્વોએ હકીકતને ખોટે સ્વરૂપે રજુ કરી, પોતાની કમ્યુનિસ્ટ વિરોધી જેહાદમાં તેનો ઉપયોગ કર્યો છે એટલે આ પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવો પડ્યો છે.

ફોરમ ઢોંગ ધરીને પોતાની જાતને "હિંદનું સાપ્તાહિક સમાચાર પત્ર" ગણાવે છે; પણ ખરી રીતે તો એ કોન્ગ્રેસ સોશિયાલિસ્ટોનું દૃષ્ટિબિંદુ રજુ કરતું મુખપત્ર છે. પોતાના ૧૯૪૫ ના ૧૫ મી એપ્રિલના અંકમાં "ન્યુસ ક્રોનિકલ"ની કટારમાં તો તેણે નીચે પ્રમાણે સમાચાર પ્રસિદ્ધ કર્યા હતાઃ.

## "જ્યારે પી. સી. જોશીએ પૂંઠ ફેરવી"

"**ભારતદેવી** ના સહતંત્રી અને ટોટનહામ–જોશી બિરાદરીનો ઘટસ્ફોટ કરનારી પુસ્તિકા લખી વિખ્યાત બનેલા ચાલાક કે. અરુણાચલમે એક બીજો હેરતભર્યો ભેદ "ફોરમ" સામે ખુલ્લો કર્યો છે. અરુણાચલમ પોતાની તાજેતરની સેવાગ્રામની મુલાકત વખતે મહાત્માને મળ્યા હતા. જ્યાં તેમને પી. સી. જોશી વિષે ખરી વાત જાણવા મળી હતી. એમ જણાય છે કે, એ સ્તાલિન પૂજક બચ્ચાને મહાત્માએ કમ્યુનિસ્ટોની રાજકીય નીતિરીતિ વિષે ચાર સવાલો પૂછ્યા હતા—અને એના મુદ્દાસર ને ત્વરિત ઉત્તર માગવામાં આવ્યા હતા. પણ પરિણામ શું આવ્યું? મોતનો પણ સામનો કરનાર પૂરનચંદ્ર જોશી, જે અનેક પરાક્રમોના આગેવાન છે અને અનેક દસ્તાવેજી પુસ્તિકાઓના પ્રેરક છે, આ વખતે કોઇ માનસિક દુનિયામાં અંતર્ધ્યાન થઇ ગયા અને ફરીને તેમણે કદી મોં બતાવ્યું નહિ. સેવાગ્રામવાસીઓએ આ વાત પર હાસ્યનાં ભારે બડબડિયાં બોલાવ્યાં હતાં. એવું પણ કહેવાય છે કે આશ્રમવાસીઓએ આ બચ્ચાઓને કોઇ પણ જાતની 'મુલાકાત' ન આપવાનું ઠરાવ્યું છે; કારણ કે, તેઓ આવી મુલાકાતોને પોતાને ફાવે તે રીતે ઉલટસૂલટ કરવા અચૂક પ્રયાસ કરે છે."

અમારી સામે ભારેમાં ભારે પૂર્વગ્રહો છે તેવાઓ પણ આ પત્રવ્યવહાર વાંચીને જોઈ શકશે કે "ફોરમ" અને તેના પ્રતિનિધિઓ જુઠ્ઠાણાંને કેટલી હદે સમાચારમાં છપાવી રજુ કરે છે.

આવી જ વાતનો પ્રચાર આંધ્રના કમ્યુનિસ્ટ વિરોધીઓ તરફથી થઈ રહ્યો છે.

"વિદ્યાર્થીઓ અને જુવાનોની આંધ્ર પ્રાંતિક કોન્ગ્રેસ સંસ્થા"ના કેટલાક પ્રતિનિધિઓએ "આંધ્ર પત્રિકા"ના પ્રતિનિધિને એવું કહ્યાનું કહેવાય છે કે—

"ગાંધીજીએ તેમને કહ્યું હતું કે પી. સી. જોશીએ મારી સાથે થોડો વખત વાતચીત કરી હતી. એ પ્રસંગે મેં તેમને કેટલાક સવાલો લખીને આપ્યા હતા; અને આજની રાજકીય પરિસ્થિતિ પર ચર્ચા કરવા તેના જવાબો લઇને ફરી આવવા કહ્યું હતું. તેઓ જવાબો સાથે પાછા ફર્યા જ નહિ. ટપાલ દ્વારા યે તેમણે પોતાના જવાબો મોકલ્યા નથી."

વાચકો સામે સવાલ એ છે કે, તેમણે કોને જુઠ્ઠા માનવા? ગાંધીજીને કે પછી કમ્યુનિસ્ટ વિરોધીઓના આ જુથને?

આંધ્રના એક બીજા દૈનિક "આંધ્ર પ્રભા"માં પણ એવી જ વાત પ્રસિદ્ધ થઇ છે. આ કિસ્સામાં કે. એલ. સુંદરરાવનું નામ રજુ થયું છે. તેમને ઉપલા પ્રતિનિધિમંડળના સભ્ય તરીકે રજુ કરવામાં આવ્યા છે. ગાંધીજીના મંત્રી શ્રી. પ્યારેલાલે તેમને એવું કહ્યાનું કહેવાય છે કે, "ગાંધીજીએ મિ. જોશી પાસે કેટલાક સવાલોના જવાબ માગ્યા હતા. પણ મિ. જોશીએ ફરીને કદિયે પોતાનું મોં બતાવ્યું નથી."

પોતાના રાજકીય વિરોધીઓ સામે જુઠ્ઠાણું ઉચ્ચારવાનું આટલી નાની અવસ્થામાં તેમને શીખવવામાં આવે છે. ત્યારે તેઓ મોટા થતાં શું નહિ કરે?

આનાથી થોડાક વધુ જવાબદાર પત્રોને પત્રવ્યવહારની ગંધ આવી હતી. તેઓએ પોતાની કલ્પનાથી જ એ પત્રવ્યવહારની હકીકતો જગાવી હતી

હિંદી દૈનિક "હિન્દુસ્તાને," "અમને કોન્ગ્રેસમાંથી દૂર ન કરવા જોઇએ" તથા "ગાંધીજીને કમ્યુનિસ્ટ નેતાની અપીલ" એ મથાળાં હેઠળ લખનૌથી નીચેના સમાચાર પ્રસિદ્ધ કર્યા હતા.

" એવું જાણવા મળે છે કે, હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના મહામંત્રી શ્રી. પૂરનચંદ્ર જોશીએ ગાંધીજી પર એક પત્ર લખ્યો છે. તેમાં તેણે કમ્યુનિસ્ટોને કોન્ગ્રેસથી બાકાત રાખવા સામે વિરોધ ઉઠાવ્યો છે. આ પત્રવ્યવહાર થોડા સમયમાં જ પ્રસિદ્ધ થશે. **કમ્યુનિસ્ટો ઈચ્છે છે કે, કોન્ગ્રેસમાંથી તેમને દૂર કરવા એ ખોટું છે એવું ગાંધીજી જાહેર કરે.** "

એક બીજા હિંદી દૈનિક "**વિશ્વામિત્ર**" માં પણ ૧ લી ડિસેમ્બરે આવો જ સંદેશો છપાયો હતો:

" એવું જાણવા મળે છે કે, કમ્યુનિસ્ટોને કોન્ગ્રેસમાંથી દૂર કરવાના પ્રશ્ન પર હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના મહામંત્રી શ્રી. પૂરનચંદ્ર જોશી અને મહાત્મા ગાંધી વચ્ચે પત્રવ્યવહાર ચાલી રહ્યો છે. આ પત્રવ્યવહાર જલ્દીથી પ્રસિદ્ધ થશે. **એમ કહેવાય છે કે, ગાંધીજી થોડુંક બોલે કે જેથી કોન્ગ્રેસમાંથી તેમને દૂર કરવાની અયોગ્યતા વિષે પ્રચાર થઈ શકે એવું કમ્યુનિસ્ટો ઈચ્છે છે.** "

ઉપરના ફકરાઓ પરથી જોઈ શકાય છે કે, આપણાં અખબારોનું કેવું અધઃપતન થયું છે. તેમના માન્યામાં એ આવતું જ નથી કે, ગાંધીજી સાથે, પોતાનાં પક્ષીય હિતો સંતોષવા નહિ પણ અન્ય કોઈ હેતુથી પ્રેરાઈને ય પત્રવ્યવહાર થઈ શકે છે ! દરેક રાજકીય પક્ષને પોતાની રાજકીય નીતિ હોય છે; અને તે પોતાના જ પગ પર ઉભા રહી સાથો સાથ તમામ જોડે ભ્રાતૃભાવ ભરી સમજુતી પર આવવા કોશીશ કરે છે. એ વાત તેમની કલ્પનામાં જ આવતી નથી.

આ પત્રવ્યવહારને લગતી અને ઉપર મુજબનો સૂર કાઢતી અનેક અખબારી કાપલીઓ મારી સામે પડી છે. આ પત્રવ્યવહાર પ્રસિદ્ધ થતાં જુઠ્ઠાણાંને જવાબ મળી રહેશે, ગપ્પેબાજીનો અંત આવશે અને અમે કમ્યુનિસ્ટો કેવી રીતે વિચારીએ છીએ તે પ્રમાણિક લોકો જાણી શકશે એવી હું આશા રાખું છું.

આ પત્રવ્યવહાર પર પિષ્ટપેષણ કરવાની મારી ઇચ્છા નથી. એ સ્વયંસ્પષ્ટ છે.

ગાંધીજીને મળ્યા પછી મને તુરત સ્પષ્ટ થયું કે, કોન્ગ્રેસ સોશિયાલિસ્ટો, એક પણ હકીકત પૂરવાર કરવાની હિંમત કર્યા વિના અમારી વિરુદ્ધ દેશ ભરમાં જે કાનાફુસી કરી રહ્યા હતા, તે જ બધી વાતો તેઓ ગાંધીજીને કાને પણ સતત રીતે રેડી રહ્યા છે. ઉપરાંત, તેમને જે કોઈ કોન્ગ્રેસજન મળે તેમની પાસે અમારી વિરુદ્ધ ગાંધીજી પર લખાવવાની તેઓએ દેશવ્યાપી હિલચાલ ઉપાડી છે.

પોતાના પહેલા પત્રમાં ગાંધીજીએ, અમારી રાજકીય નીતિ અને અમારા રાજનૈતિક આચરણ વિષે કેટલાક પ્રશ્નો કર્યા છે. મેં તેમના ટૂંકાણમાં જવાબ આપ્યા છે. અમારા રાજનૈતિક આચરણ સામેના આક્ષેપો પૂરવાર થાય યા તો દૂર થાય ત્યાંસુધી રાજકીય નીતિના પ્રશ્નોને એકબાજુ રાખવાનો મારો ઉદ્દેશ હતો.

* આ લોકયુદ્ધ છે એ વિષે ગાંધીજી અમારી સાથે જરાયે સંમત થઈ શક્યા નથી.

* અમારા ફંડ–નાણાં વિષેનો મારો જવાબ ગાંધીજીને "સંપૂર્ણ સંતોષકારક" લાગ્યો છે.

અન્ય પ્રશ્નો વિષે તેમણે લખ્યું છે કે, "હું તમારા જવાબો સમજુ છું અને તેની તારીફ પણ કરું છું. જો હું પૂર્વગ્રહોથી મુક્ત હોત તો તમારા જવાબો સ્વીકારવામાં હું આનાકાની ન કરત. પણ મારી મુશ્કેલીઓ ખરેખરી છે અને હું તમારી સહાનુભૂતિ માગું છું."

અમારા જવાબોનો સ્વીકાર કરવા આડે આપણા મહાન નેતાને જો પૂર્વગ્રહો આવતા હોય તો મારે વધુ કૈં કહેવાનું નથી.

**પોતાના છેલ્લા પત્રમાં ગાંધીજી કહે છે: "હું તમને અપ-રાધી ઠરાવી શકું નહિ;"** અને પોતે જેમને અંગત રીતે પીછાને છે તેવા કમ્યુનિસ્ટોનાં નામો ગણાવે છે. અમારી ખરેખરી મુશ્કેલી આજ છે કે દરેક કમ્યુનિસ્ટને આજે પોતાના સાથી કોન્ગ્રેસજન પાસેથી આ જ વસ્તુ સાંભળવા મળે છે. કોઇને કાંઇ ચોકસ કહેવાનું નથી. જે કમ્યુનિસ્ટ સાથે પોતાનો મેળાપ થાય છે તેની તેઓ પ્રશંસા કરે છે; છતાં, પ્રચારથી પ્રચલિત બનેલા અને આંધળા પૂર્વગ્રહોની ભૂમિકા પર ઘડાયેલા આક્ષેપો જ તેને વારંવાર ઉચ્ચારવાના હોય છે.

મેં તો ગાંધીજી પાસે મારું દિલ ખુલ્લું કર્યું છે. અમારી સામેના ભયંકર આક્ષેપો તેમના કાને અથડાયા છે; અને અમે તેમને બે રસ્તા સૂચવ્યા છે.

પહેલો તો એ કે, જ્યાં અમે કામ કરતા હોઇએ, ને જાણીતા હોઇએ તથા જ્યાં ખુદ આક્ષેપકારો પણ કામ કરતા હોય ને રહેતા હોય એવી જગ્યાએ, સૌથી વિશેષ લોકશાહી ઇન્સાફ આપી શકે તેવી આપણી પ્રજા સામે એ આક્ષેપકારો પોતાના આક્ષેપો રજુ કરે.

બીજો એ કે, કોન્ગ્રેસ કારોબારીના તેમના ત્રણ સાથીઓ, જેઓ એ વખતે બહાર હતા તેમને પોતાની કમ્યુનિસ્ટ વિરોધી ફાઇલ આપવાની મેં ગાંધીજીને અરજ કરી હતી. મારી જાતને ઇન્સાફના તખ્ત સામે રજુ કરવાનું કબૂલીને હું મને પોતાને હલકો પાડી રહ્યો છું એવું શ્રી. રાજાજીએ મને કહ્યું હતું. એ વખતે મેં તેમને જણાવેલું કે, જો કે હું તેમના કરતાં ઘણો નાનો છું છતાં યે તેમના કરતાં ઓછો સંકુચિત છું; અને આપણી રાષ્ટ્રીય હિલચાલના સન્માનિત મોટેરાંઓના હાથે મારો ઇન્સાફ થાય એને હું કલંક કરતાં ગૌરવ સમજું છું. શ્રીમતી સરોજિની નાયડુએ જ્યારે પત્રવ્યવહાર વાંચ્યો ત્યારે તેમણે અમારી આચરણ–નીતિ સામેના આક્ષેપોને મૂર્ખાઇભર્યા ગણાવ્યા; અને એ વાત જાહેરમાં યે ઉચ્ચારી. શ્રી. ભૂલાભાઇ દેસાઈએ એક વખત કહ્યું હતું કે, કમ્યુનિસ્ટ વિરોધી ફાઇલ ખોવાઇ છે અને તેની શોધખોળ થઇ રહી છે એવું સેવાગ્રામથી તેમને જાણવા મળ્યું છે. ત્યારપછી થોડાક મહિના બાદ તેઓ કાગળિયાંની રાહ જોઇ રહ્યા હતા. મને બોલાવીને જવાબો માંગવામાં આવશે એનીય મેં અગિયાર મહિના સુધી રાહ જોઇ, પણ એવું કાંઇ ન બન્યું.

આ પ્રશ્નોને સ્પષ્ટ કરવા માટેનો મારી પાસે આ બે સિવાય ત્રીજો કોઈ માર્ગ નથી. વાચકો વાંચીને જોઇ શકશે કે અમારા પક્ષે કશું જ સંતાડવાનું નથી; અને કોઇ પક્ષને આમાં અન્યાય થયો હોય તો તે અમારો પક્ષ છે.

આ પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવાનો અમારો આશય આ પત્રવ્યવહાર વિષે અખબારોમાં થતી ટકોરને જ માત્ર જવાબ આપવાનો નથી. આપણા દેશનું રાજકીય જીવન આજે કેટલી હદે નીચું ઊતરેલું છે એ દરેક ગંભીર દેશભક્ત જોતા થાય એ આશય આ પત્રવ્યવહારની પ્રસિદ્ધિ પાછળ છે.

**રાષ્ટ્રના આગેવાનો આગળ અમારા પર ગંભીર આક્ષેપો કરવામાં આવ્યા છે; પરંતુ, આક્ષેપકારો એને સાબીત કરવાની કોઈ દરકાર કરતા નથી. પક્ષાપક્ષી અને બિન-જવાબદારી હમેશાં સાથે જ હોય છે; પણ, આટલી હદે કદી બન્યું નથી. સાંભળતાં જ મૂર્ખાઈભર્યા અને જુઠ્ઠા લાગે તેવા છેક જ ગંદા આક્ષેપો છડે ચોક કરવામાં આવ્યા છે!**

આપણી રાષ્ટ્રીય હિલચાલમાં આવું બને એનો અર્થ શો અને આ બધાનું પરિણામ શું?

આવા આક્ષેપો, ફક્ત એક જ વાર આટલા વ્યાપક સ્વરૂપમાં, સરકારે ઉભી કરેલી અમન સભાઓએ ૧૯૧૯–૨૦ માં કોન્ગ્રેસ પર કર્યા હતા. એ દિવસોની યાદ સતેજ કરી શકનાર આજના પીઢ કોન્ગ્રેસજનોને એ પરથી ઘણો ઘણો ખ્યાલ આવવો જોઈએ. એ વખતે તો હું બાળક હતો; પણ, નહેરુ કુટુંબ સામેની ગંદી વાતો, ગાંધીજીની નાસ્તિકતા અને તિલક સ્વરાજ ફંડના ગોટાળા વિષેની કપોળકલ્પિત હકીકતો વાંચીને મારું લોહી ત્યારે ય ઉકળી આવતું હતું.

અમારો પક્ષ તો હજી નાનો છે. અમારા વિષેના આક્ષેપોથી અમે ઉકળી ઉઠીએ એ અમારા માટે સ્વાભાવિક છે. અમે હજુ નાના હોઈએ પણ આપણી રાષ્ટ્રીય હિલચાલે તો પીઢપણું ધારણ કર્યું છે. અમારા પક્ષ કરતાં તેનું વય બમણું છે. આપણા વડવાઓમાં જે સ્વાભાવિક ધીરજ આપણે જોઈએ છીએ તે જ વારસાને વફાદાર બનવા અમે પ્રયાસ કરીએ છીએ. અમારા રાજકીય વિરોધીઓ, લોકોની સન્મુખ રહી પોતાનાં રાજકીય હથિયારોથી અમારી સામે ન લડી શકે અને ફક્ત જુઠ્ઠાણાં અને ગંદા આક્ષેપો જ જો તેમનાં હથિયાર હોય તો તેઓ જ ખતમ થવાના છે. અમારી આ દઢ માન્યતા છે.

કોન્ગ્રેસ અને કમ્યુનિસ્ટોના સંબંધનો પ્રશ્ન, આ પત્રવ્યવહારનો દરેક વાચક સંયમથી ગૌરવપૂર્વક છણે એવી અમારી હાર્દિક ઇચ્છા છે. ગંદવાડ ઉડાડનારાઓ હંમેશાં મુઠ્ઠીભર હોય છે; પરંતુ, બાકીના લોકો જો ખુલ્લું દિલ રાખે તો તેઓ રાજકીય વાતાવરણને જરૂર શુદ્ધ બનાવી શકે.

તા. ૩૦ મી જુન, ૧૯૪૫ **પૂરનચંદ જોશી**

## ૧ : પૂરનચંદ્ર જોશીનો મહાત્મા ગાંધી પરનો પત્ર

મુંબઈ

૬ ઠ્ઠી મે, ૧૯૪૪

વ્હાલા ગાંધીજી,

કમ્યુનિસ્ટ પાર્ટી વતી હું તમને અભિનંદન આપું છું. અમારા અન્ય દેશવાસીઓની સાથો સાથ અમે ઇચ્છીએ છીએ કે તમે ઝડપથી તમારી તંદુરસ્તી પાછી મેળવો. આપણી પ્રજાની મોટામાં મોટી દેશાભિમાની સંસ્થાના સૌથી પ્રિય આગેવાન જલદી સારા થઈ, દુકાળની પરિસ્થિતિ અને જપાની આક્રમણને જન્મ આપનાર રાજકીય મડાગાંઠ સામે તથા લોકોને રોટી અને દેશને આઝાદી અપાવવા તમામ રાષ્ટ્રીય બળોની દેશાભિમાની એકતા ઉભી કરવા માટે—જેને માટે રાષ્ટ્ર તલસી રહ્યું છે તે રાહબરી આપવા સમર્થ બને એ દિવસની અમે આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા છીએ.

આજે અમારો પક્ષ જે નીતિ અખત્યાર કરી રહ્યો છે અને તમારી ગેરહાજરીમાં આપણા દેશને બચાવવા અમે જે કૈં થોડું ઘણું કર્યું છે તે તમને સમજાવતાં મને ઘણો આનંદ થશે.

અમારા પક્ષ વતી તમારું હાર્દિક સન્માન કરવા હું બિરાદર બાટલીવાલાને મોકલું છું. તમે એમને સારી રીતે ઓળખો છો.

સાદર અભિનંદન સાથે,

પી. સી. જોશી

## ૨ : મહાત્મા ગાંધીનો પૂરનચંદ્ર જોશી પરનો પત્ર

જુહુ,

૧૧ મી જુન, ૧૯૪૪

મારા વ્હાલા જોશી,

આપણી મુલાકાત દરમિયાન મેં જે પ્રશ્નો ઉઠાવ્યા હતા તેના તાબડતોબ જવાબની મેં આશા રાખી હતી.* એ દરમિયાન કેટલાક વધુ સવાલો ઉભા

---

* ૧૯૪૪ ના જુનની શરૂઆતમાં પૂરનચંદ્ર જોશી સાથે થયેલી પોતાની વાતચીતનો અહીં ગાંધીજી ઉલ્લેખ કરે છે.

થયા છે; જે મહેરબાની કરીને, મારા પહેલા સવાલોના જવાબોની સાથે આપશો.

( ૧ ) 'લોકયુદ્ધ'માં 'લોકો'નો અર્થ શો ? એનો અર્થ એ કે, હિંદના કરોડો લોકો યા તો પૂર્વ, દક્ષિણ કે પશ્ચિમ આફ્રિકાના સીદીઓ અથવા અમેરિકાના હબસીઓ કે તેમના તમામ વતીનું યુદ્ધ ? સાથીઓ આવા યુદ્ધમાં ઉતર્યા છે ?

( ૨ ) તમે જેનું પ્રતિનિધિત્વ ધરાવો છો એ કમ્યુનિસ્ટ પાર્ટીના નાણાંના હિસાબની જાહેર–તપાસ થઈ શકે કે ? જો થઈ શકે તો, હું જોઈ શકું ?

( ૩ ) એવું કહેવાય છે કે, છેલ્લા બે વરસ દરમિયાન મજુર હડતાળોની દોરવણી કરનારાઓ અને નેતાઓની ધરપકડમાં કમ્યુનિસ્ટ પાર્ટીએ સત્તાવાળાઓને સક્રિય મદદ કરી છે.

( ૪ ) કમ્યુનિસ્ટ પાર્ટી વિષે કહેવાય છે કે, વિરોધી ઇરાદા સાથે કોન્ગ્રેસ સંસ્થામાં ઘૂસવાની નીતિ તેણે અખત્યાર કરી છે.

( ૫ ) કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિનો સૂત્રસંચાર વિદેશથી નથી થતો શું ?

તમારો વિશ્વાસુ
**એમ. કે. ગાંધી**

## ૩. પૂરનચંદ્ર જોશીનો મહાત્મા ગાંધી પરનો પત્ર

મુંબઈ
૧૪ મી જુન, ૧૯૪૪

વ્હાલા ગાંધીજી,

તમે અમારા વિષે વધુ જાણવા ઉત્સુક છો એવું જણાવતી તમારી નાની ચિઠ્ઠી સાનંદ આશ્ચર્ય સહિત મળી.

હું તમને મળ્યો એથી વ્યાજબી રીતે જ શ્રીમતી નાયડુ ઉશ્કેરાઈ ગયાં હતાં. એથી, મેં તમને જલ્દીથી પ્રત્યુત્તર ન વાળ્યો. તેમનો ( શ્રીમતી નાયડુનો ) એવો મત હતો કે તમારે હમણાં ગંભીર રાજકીય કાર્ય ન કરવું. તમને

 ૨૫૨૯૯

જોયા પછી હું પણ તેમની સાથે મળતો થયો. હું તમને ન લખીને, સામાન્ય તંદુરસ્તી તમે ઝડપથી પાછી મેળવો એ મોટામાં મોટા રાષ્ટ્રીય કાર્યને પૂરું કરવામાં મદદ કરી રહ્યો છું એવું મને લાગ્યું. તમે તમારું રોજિંદુ કાર્ય કરી શકો છો એવી ડૉક્ટરોની જાહેરાત પછી, બે અઠવાડિયાં કે મહિનાને અંતે તમને લખવાનું મેં નક્કી કર્યું હતું.

હું તમને મળ્યો ત્યારે તમને મળવાની મારી ઇચ્છા ન હતી એ જણાવું તો કદાચ અસ્થાને નહિ ગણાય. અમારા અભિનંદનના પત્રના જવાબમાં તમારું કહેણ આવે એની રાહ જોવાનો અમારો ઇરાદો હતો. અમારા વિષે પ્રસરતી ગલીચ વાતોથી મીરાંબેન વ્યગ્ર હતાં; હું તમને મળું એ માટે તેઓ આતુર હતાં. મેં તેમની ધાસ્તીને હસી કાઢી હતી. અમારું માનસ કઈ દિશામાં કામ કરે છે તેનો ઇશારો તમને મળી શકે એ માટે જ તેમણે (મીરાંબેને) ગોઠવેલી મુલાકાત મેં સ્વીકારી. પાછા આવ્યા પછી મને સુખ થયું નથી એ તમે કલ્પી શકો છો.

તમારા મુદ્દાઓના જવાબો હું અતિ ટૂંકાણમાં આપું છું; કારણ કે આ ઘડીએ તમારા પર બોજો લાદવામાં હું ગુહ્નો સમજું છું. તમે જે ઘડીએ ઇચ્છો ત્યારે એની સંપૂર્ણ સમજુતી આપવાનું હું ભવિષ્ય પર રાખું છું.

## પહેલો પ્રશ્ન

> "'લોકયુદ્ધ' માં 'લોકો' નો અર્થ શો? એનો અર્થ એ કે, હિંદના કરોડો લોકો યા તો પૂર્વ, દક્ષિણ કે પશ્ચિમ આફ્રિકાના સીદીઓ અથવા અમેરિકાના હબસીઓ કે તેમના તમામ વતીનું યુદ્ધ? સાથીઓ આવા યુદ્ધમાં ઉતર્યા છે?"

તમારો પહેલો પ્રશ્ન મને સ્પષ્ટ થતો નથી પણ હું મારાથી બનતું કહીશ.

લોકયુદ્ધમાં લોકોનો અર્થ, અપવાદ સિવાય દુનિયા ભરના તમામ લોકો એવો છે. તેમાં હિંદના કરોડો લોકોનો અને ગમે તે જગ્યાએ વસતા સીદીઓનો પણ અલબત, સમાવેશ થાય છે.

"સાથીઓ" એ અતિ વ્યાપક શબ્દ છે. સાથી પ્રજાઓ અને તેમની સરકારો વચ્ચે તફાવત છે. ખુદ સાથી સરકારો વચ્ચે ય તફાવતો છે. ચાર્ચિલનું

ધ્યેય શું છે એ તમે અને હું સારી રીતે જાણીએ છીએ. બીજી બાજુ, સ્તાલિનનાં યુદ્ધવ્યાખ્યાનો તમે જાતે વાંચી શકો છો. પુસ્તિકારૂપે અમે એને પ્રસિદ્ધ કર્યાં છે; અને શ્રી. પ્યારેલાલ પાસેના પેકેટમાં એ પડેલી છે.

દુનિયાના મહાન સંગ્રામ વિષે ચર્ચિલ શું માને છે યા તો એ દ્વારા તે ( ચર્ચિલ ) પોતાનું ધ્યેય કેવી રીતે સિદ્ધ કરવા માગે છે તે પરથી અમે વિશ્વસંગ્રામ તરફની અમારી નીતિ નક્કી કરતા નથી. આપણા માટે ઇતિહાસની કૂચનો માર્ગ નક્કી કરવાનું એના પર નથી. યુદ્ધમાં ભાગ લેનારાઓ અને તે પરત્વેના મૂળભૂત પ્રશ્નના અમારા નિરપેક્ષ પૃથક્કરણના ધોરણે અમે યુદ્ધનું સ્વરૂપ નક્કી કરીએ છીએ.

આ યુધ્ધે દુનિયાને બે છાવણીમાં વહેંચી નાખી છે.

એક બાજુએ, ફાસિસ્ટ આક્રમણખોરો છે. ફાસિવાદ એ બીજું કંઈ નહિ પણ શાહીવાદનું ખરાબમાં ખરાબ અને તેનું અંતીમ સ્વરૂપ છે. દુનિયાનો શાહીવાદ આજે ફાસિવાદના સ્વરૂપે જ ટકી શકે તેમ છે. દુનિયાની શાહીવાદી સર્વોપરિતા માટે ફાસિવાદ સંગ્રામ ખેલી રહ્યો છે.

બીજી બાજુએ, દુનિયાની આઝાદીવાંચ્છુ પ્રજાઓ છે. કેટલાક દેશોમાં તેમની સરકારો પ્રત્યાઘાતી અને શાહીવાદી છે. જ્યારે બીજા કેટલાક દેશોમાં ખુદ તેઓ સાંસ્થાનિક ગુલામો છે; તેઓ હજી સ્વતંત્ર નથી. પરંતુ, સીદીઓના જેવી નબળી યા તો આપણા જેવી અતિ તાકાતવાન રાષ્ટ્રીય હિલચાલ તેઓ ઉભી કરી શકયા છે. આ છાવણીમાં, જપાની ફાસિસ્ટો સામે સાત વરસ સુધી રાષ્ટ્રીય સામનો કરી આખાયે પૂર્વને જપાની એડી તળે જતું બચાવી લેનાર બહાદર ચીન છે. આ છાવણીમાં મહાન સોવિયેત રશિયા પણ છે; કે જ્યાં, ખરેખરું સ્વાતંત્ર્ય અને સંપૂર્ણ લોકશાહી પ્રવર્તે છે; જ્યાં કોઈ પણ દેશમાં ન જોયેલી લોકોની એકતા છે; જ્યાં આજ પહેલાં કદિયે ઉભું ન થયેલું જનતાનું લશ્કર છે; જ્યાં તમામ પ્રજાઓ અને સરકારોને આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવી તાકાત ધરાવનાર લોકોનું રાજ્ય છે. એની સરકારના નેતૃત્વ હેઠળના લાલ લશ્કરે દુનિયા પર સર્વોપરિતા મેળવવાનાં હિટલરનાં સ્વપ્નોને ખતમ કરી નાખ્યાં છે; અને ફાસિસ્ટ સાણસાને આપણી પવિત્ર ધરતી પર ભીડાતો અટકાવ્યો છે. આઝાદી અને લોકશાહીના શબ્દોનો

આજ અને આવતી કાલ માટે જો કંઈ અર્થ હોય તો આ છાવણી આઝાદી અને લોકશાહીની છાવણી છે.

કઈ છાવણીમાં જોડાવું, કોનો વિજય વાંચ્છવો એ દરેક પ્રજાએ જાતે નક્કી કરી લેવાનું છે. કઇ છાવણીનો વિજય થાય છે એ પર જ દરેક દેશની પ્રજાના અને સમસ્ત દુનિયાના ભાવિનો આધાર છે.

ફાસિસ્ટ પક્ષ જીતે તો દુનિયાના તમામ દેશો માટે ફાસિસ્ટ–શાહીવાદી ગુલામી અને તમામ માટે આઝાદીનો અંત છે.

સાથી પક્ષ જીતે તો ખુદ આઝાદીનું ધ્યેય ઉગરે છે. આ છાવણીમાં રહીને દરેક પ્રજા ખુદ પોતાની અને દુનિયાની મુક્તિ માટે લડે છે. પૂર્વની ગુલામ પ્રજાઓ અલબત્ત, અતિ મુશ્કેલ પરિસ્થિતિમાં છે. તેઓ ખુદ શૃંખલાઓમાં બંધાયેલી છે ત્યારે પોતાના દિલમાં આઝાદીનો આતશ જલતો રાખીને તે કેવી રીતે લડી શકે ? સીધી સાદી વાત એટલી જ છે કે, તેમણે પોતાનો મુક્તિસંગ્રામ એક નવી જ પરિસ્થિતિમાં, નવો જ વ્યૂહ અખત્યાર કરીને લડવાનો છે.

પહેલાં તો આ સિવાયની બીજી શકયતાઓ તપાસીએ.

સાંસ્થાનિક પ્રજાઓના દેશભક્ત આગેવાનો આ યુદ્ધનો વિરોધ કરે તો તેઓ ખુદ પોતાના દેશ પર ફાસિસ્ટ ગુલામી લાદવામાં સીધેસીધા મદદરૂપ બને છે; પોતાની સાધન સામગ્રીની તાકાત તેમને પક્ષે ઉમેરાતાં બાકીની દુનિયાને જીતવામાં તથા પોતાના જ રાષ્ટ્રનું મૃત્યુ–ખત લખવામાં ફાસિસ્ટ શાહીવાદીઓને મદદ રૂપ બને છે.

સાંસ્થાનિક પ્રજાઓના દેશભક્ત નેતાઓ તટસ્થ રહે તો તેઓ પોતાના જ દેશના લોકો પર નિષ્ક્રિયતાનો શાપ લાદીને અને પોતાના દેશનાં સાધનો નિર્વીર્ય અને નિષ્ઠુર પરદેશી સરકારના હાથમાં મૂકીને આડકતરી રીતે ફાસિસ્ટ આક્રમણખોરોને મદદરૂપ બને છે.

તો પછી, હમણાં ફાસિસ્ટો સામે આપણે લડી લઇએ; યુદ્ધ પૂરું થયા પછી આપણે આપણી આઝાદી માટે લડીશું એવી પરિસ્થિતિ છે શું ? આજની આપણી ગુલામીને સ્વીકારી લઇ, હાલની પરદેશી સરકાર પાછળ જૂતી જવું યોગ્ય છે શું ? આ નીતિ દેશાભિમાની નહિ પણ તેથી વિરોધી

નીતિ ગણાય. (દા. ત. એમ. એન. રોયની નીતિ) આ તો આપણી રાષ્ટ્રીય હિલચાલને જ ખતમ કરવાનો રસ્તો કહેવાય; દુનિયા ભરની બાકીની પ્રજાઓના સંગ્રામના એક મોરચાને જ નબળો બનાવવો ગણાય.

જંગમાં ઉતરેલી આ બે છાવણીઓ વચ્ચેનો તફાવત આપણે જેમ વધુ સ્પષ્ટતાથી જોઈ શકીશું તેમ વધુ સાચી રીતે આપણે આજની વિશિષ્ટ પરિસ્થિતિમાં આપણી રાષ્ટ્રીય નીતિને ઘાટ આપી શકીશું. ફાસિવાદ સામે લડતાં પ્રગતિશીલ બળોની સાથમાં રહીને ફાસિસ્ટ આક્રમણકારનો રાષ્ટ્રીય રીતે સામનો કરવો એ જ આજે શાહીવાદી સર્વોપરિતામાંથી રાષ્ટ્રીય મુક્તિ મેળવવાનો આપણા માટેનો એક માત્ર માર્ગ છે.

શાહીવાદી નોકરશાહી સમજે છે કે, હિંદના લોકો અને તેમના દેશાભિમાની પક્ષોને આક્રમણકાર સામે સામનાની ભાવના તથા સારીયે જનતાના દેશાભિમાનને જગાડવાની તક અને સ્વતંત્રતા આપવામાં આવશે તો તેમની સત્તાનો અંત આવવા માંડશે. આજ કારણે તો તેઓ રાષ્ટ્રીય સમજુતી અને કામચલાઉ રાષ્ટ્રીય સરકારની સ્થાપના થતી અટકાવવા તમામ પ્રયાસો કરે છે.

પરંતુ એ માટે જ તો, નોકરશાહી શું માને છે યા કરે છે તેની પરવા કર્યા વિના આપણા દેશમાંનાં તમામ દેશાભિમાની બળોને આક્રમણકારથી બચાવી તેમને એક કરવા આપણે સઘળી શક્તિઓ લગાવવાની છે.

આપણા દેશાભિમાને આપણુને ઉપરની દિશાએ વાળવા જોઈએ. આપણે જોઈએ છીએ તે પ્રમાણે, એ દિશા આપણુને સામનાને માર્ગે, રાષ્ટ્રીય સરકાર હાંસલ કરવા અને આઝાદ દુનિયામાં આઝાદ હિંદ માટે લડવાનો હક્ક પ્રાપ્ત કરવાના રસ્તે લઈ જાય છે. જેમ વધુ ઝડપથી વધુ સંગઠિત રીતે આપણે આ માર્ગે કૂચ કરીશું તેમ વધુ જલ્દીથી રાષ્ટ્રીય સરકાર હાંસલ કરી શકશું; વધુ વિલંબ કરીશું અને આ રસ્તેથી ઉતરી પડીશું તો આપણું ભાવિ વધુ ખરાબ બનશે.

આ લોકયુધ્ધ છે અને લોકો વિજય હાંસલ કરી શકે તેમ છે, એ જાણે તે પહેલાં જ પોતાની પ્રત્યાઘાતી સરકારો હેઠળની યુરોપની પ્રજાઓને ફાસિવાદની યાતનામાંથી પસાર થવું પડ્યું. આજે યુરોપમાં જે કૈં બની રહ્યું છે તે

ચર્ચિલની ઇચ્છા પ્રમાણે નહિ પણ તેની ગુલામ બનેલી પ્રજાઓના નિર્ણય અને કાર્ય અનુસાર. ચર્ચિલ દાર્લો યા તો બદોલિયોને સત્તામાં રાખી શકે નહિ; કમ્યુનિસ્ટ ટીટો સાથેની દોસ્તી માટે તેને સામંતશાહી—લશ્કરવાદી મિહાઈલોવિશને પાણીચું પકડાવવું પડ્યું છે. આપણી પચાસ વરસની રાષ્ટ્રીય હિલચાલના જોરે, તેને વિસ્તારી શકવાની અપરિમિત શક્યતાઓને આધારે, અને તેને હજુય વધુ સુસંગઠિત બનાવવાની અનિવાર્ય જરૂરિયાતને લીધે, અમે જરૂર માનીએ છીએ કે, આપણા લોકોના વિશ્વાસુ આગેવાન સમા તમે પણ ચર્ચિલને તેના શબ્દો પાછા ગળવાની અને હિંદ સાથે સમાધાન કરવાની ફરજ પાડી શકો.

તમારા પહેલા પ્રશ્ન મારફત તમે વિશાળ અને જટિલ સવાલ ઉભો કર્યો છે. પૂર્વ ગ્રહિત સિધ્ધાંતો યા તો કોઈ સિધ્ધાંતવાદીનો જવાબ તમને અમારું દષ્ટિબિંદુ સમજાવવામાં મદદરૂપ થશે નહિ.

૯ મી ઓગસ્ટ પછી અમે પસાર કરેલો ઠરાવ ( લોકયુધ્ધ; પુસ્તક : ૧ : અંક ૧૨ ), તમારા ઉપવાસ પરનો અમારો ઠરાવ ( લોકયુધ્ધ; પુસ્તક : ૨ : અંક ૩૩ ), અમારું મે દિનનું જાહેરનામું ( લોકયુદ્ધ; પુસ્તક : ૨ : અંક ૪૪ ) અને તમારી મુક્તિ પ્રસંગે લખાયેલો અમારો અગ્રલેખ ( લોકયુદ્ધ; પુસ્તક : ૨ : અંક ૪૬ ) વાંચવાની તસ્દી લેશો એવી હું સૂચના કરું છું. અમારી લોકયુદ્ધની નીતિનો અમે કેવી નક્કર રીતે અમલ કરીએ છીએ તેનો તમને એના પરથી ખ્યાલ આવશે. લોકયુદ્ધનું મૂળભૂત સૂત્ર, સમાન વિચારસરણી ધરાવતા લોકોની સમજણને સ્પષ્ટ કરવામાં મદદરૂપ બને છે; પરંતુ તેનો જીવંત અમલ, અન્ય લોકો સામે ય તેની નક્કરતા પૂરવાર કરે છે; અને એ પરથી સૂચિત થતી કાર્યદિશા તેના દેશાભિમાની સત્ત્વનો અંદાજ આંકવામાં તેમને મદદરૂપ બનવી જોઈએ.

## બીજો પ્રશ્ન

તમે જેનું પ્રતિનિધિત્વ ધરાવો છો એ કમ્યુનિસ્ટ પાર્ટીનાં નાણાંના હિસાબની જાહેર—તપાસ થઈ શકે કે ? જો થઈ શકે તો હું જોઈ શકું ?

કોઈ પણ માણુસ આવીને જોઈ શકે એ અર્થમાં તો કોઈ પણ રાજકીય સંસ્થાના હિસાબની જાહેર તપાસ ન થઈ શકે. પરંતુ, આ સંબંધમાં ગલીચ

આક્ષેપો તમારા કાને રેડવામાં આવ્યા છે, એથી તમે એ જોવા માગો છો એ જાણી અમને બહુ જ આનંદ થયો છે. અમને તમારા તરફ સન્માન અને વિશ્વાસ છે; અને તમે પણ અમારા પર વિશ્વાસ રાખી શકો છો કે નહિ એ માટે ખુદ તમે જોવા માગો છો એ જાણી સ્વાભાવિક રીતે જ અમને આનંદ થયો છે.

અમારા ખજાનચી પી. સુંદરૈયા બેઝવાડા છે. ૫૦૦૦૦ એકર જમીનને વધુ પાણી મળે અને ક્રિષ્ણાના કિસાનો, ભૂખે મરતા મલયાલીઓ માટે વધુ અનાજ પકવી શકે, એ માટે તેઓ ૧૦૦૦ પાર્ટીસભ્યોની સરદારી લઇ નહેરમાંથી કાદવ દૂર કરી રહ્યા છે. ( આ સંબંધમાં જાહેર બાંધકામ ખાતાએ પોતાની લાચારી બતાવી છે. )

તેમનાં પત્ની, લીલા અમારાં હિસાબનીશ–બેઝવાડા ગયાં છે. પરંતુ, સુંદરૈયા અને લીલા બન્ને કોઈ પણ દિવસે અહીં આવી જઇ શકે; તેઓ ૪૮ કલાકમાં મુંબઈ પહોંચી જાય તેવી ગોઠવણ પણ હું કરીશ.

જો તમે જાતે હિસાબ તપાસવા ઇચ્છતા હો તો તમે જ્યારે અને જ્યાં ઇચ્છો ત્યાં તેઓ તમામ રજિસ્ટરો સાથે હાજર થશે. તમે કોઇ પ્રતિનિધિ નીમવા માંગતા હો તો તે એવો હોવો જોઇએ કે જેને અમે એક પ્રમાણિક માણસ તરીકે જાણતા હોઇએ; અને જે અમારી સામે પૂર્વગ્રહથી બંધાયેલો ન હોય.

તમને અમારા હિસાબ–કિતાબ, વેપારી પેઢીની જેમ રાખેલ નહિ જણાય. અમે તો હજી હિસાબ–કિતાબ કેમ રાખવા એ શીખીએ છીએ, એ જાણ્યા પછી તમે જરૂર એને પાસ કરશો એની મને ખાત્રી છે. કારણ, ગેરકાયદેસરનાં વરસો દરમિયાન, રજિસ્ટરો અને "યોગ્ય" હિસાબો રાખવાને અમે ગુન્હાહિત મૂર્ખાઈ ગણતા આવ્યા છીએ.

તમને કેટલાક અનામી દાતાઓ નજરે ચઢશે; પરંતુ, અનામી દાતાઓ હોઈ શકે એ તમે પણ સ્વીકારો છો એમ હું માનું છું. પરંતુ એ "અનામી" સરકારી રકમ માટેનો ગુપ્ત શબ્દ લાગે તો તમારી એવી કોઈ પણ શંકા દૂર કરવા હું તમને એ નામો આપવા તૈયાર છું. ( તમારા પ્રતિનિધિને નહિ. )

પોતાના હક્કના લાખો રૂપિયા ધરાવતા અને જેમણે પોતાની સારીયે મિલ્કત પાર્ટીને ચરણે ધરી દેવાની પ્રતિજ્ઞા લીધી છે એવા અમારા કેટલાક બિરાદરોને પણ તમારી સામે રજુ કરી શકું તેમ છું. તેઓ જાણીતા કુટુંબોના નબીરાઓ છે, જેમના પિતાઓએ પોતાની મિલ્કત કરતાં દેશાભિમાનને અદકું ગણ્યું નથી. એમને જોઈને તમને સાનંદ આશ્ચર્ય થશે. દરેક સાથે બબ્બે મિનિટની વાતચીત કરતાં જ તમને ખાત્રી થઈ જશે કે તેઓ નિઃસ્વાર્થી જુવાનો છે; કે જે સામાન્ય રીતે મૂડીવાદ અને જમીનદાર વર્ગોમાં ( તેઓ આ વર્ગોમાંથી આવે છે ) મળવા દુર્લભ છે:

આમ છતાં કોઇ પણ બાબતમાં જો તમને શંકા રહે તો હું તમને કેટલાંક સૂચનો આપું છું કે જે તમારી તમામ શંકાઓ દૂર કરશે. અમને કોણ પૈસા આપે છે, અમે તે કયાં ખર્ચીએ છીએ, કેવી રીતે ખર્ચીએ છીએ અને સરકાર તરફથી અમને એક પાઈ પણ મળતી નથી એ વિષે નીચેની વ્યક્તિઓ સારી પેઠે જાણે છે.

— ઇફ્તિખારૂદ્દીન અને તેમનાં બેગમ
— શૌકત અન્સારી અને ઝોહરા
— એન. એમ. જોશી

ડૉકટર સુબ્બાયન અને શ્રીમતી સુબ્બાયનને તમે પૂછી શકો છો કે તેમની મિલ્કત મોહન અને પાર્વતી ( તેમનાં પુત્ર—પુત્રી અને અમારા બિરાદરો )ના હાથમાં જતાં તેનું શું થશે; અને તેઓ (ડૉકટર અને શ્રીમતી સુબ્બાયન ) એ વિષે જે જાણે છે એ જ પાર્ટીના ખડેપગા કાર્યકરોની ( પાર્ટીમાં બધો વખત કામ કરનારા ) મિલ્કતનું બને છે.

તમને વળતી દરખાસ્ત કરવાની લાલચ હું રોકી શકતો નથી. લોકોમાં જઇને જે ગ્રામ અને શહેરી વિસ્તારોમાં અમે મહેનતપૂર્વક કામ કર્યું છે અને જ્યાંના લોકો અમને સારી રીતે જાણે છે તેવા વિસ્તારોની યાદી હું તમને આપું. જ્યારે હું પરિભ્રમણ કરવા જઉં ત્યારે તેમાંના કોઇ પણ વિસ્તારમાં તમે શ્રી. પ્યારેલાલને મારી સાથે મોકલો. પાર્ટીની નીતિ વિષે હું બોલવાનો છું એટલી જ જાહેરાત હું કરીશ. એવી સભામાં ઓછામાં ઓછા ૧૦ હજારથી માંડીને ૫૦ હજાર અને તેથી પણ વધુ સંખ્યામાં માનવ-

મેદની જોવા મળશે: તથા ૧૯૨૦ ના દિવસોના ઉછાળ અને ઉત્સાહની યાદ તેમને આવશે. અંતમાં હું પાર્ટી ફંડને માટે અપીલ કરીશ; અને મોટા ભાગના લોકો ફંડમાં પૈસા આપતા તેમને જણાશે. ફંડ આપવાની લોકોની રીત અને રકમ તેમની ( પ્યારેલાલની ) આંખમાં આંસુ લાવશે.

જેમ તમે આપણી મહાન પ્રજા પાસેથી પૈસા એકઠા કરો છો તેમ અમે પણ તેમની પાસેથી જ પૈસા એકઠા કરીએ છીએ. દેશાભિમાની સેવાનું શસ્ત્ર જેમ તમને મદદ કરે છે તેમ અમને પણ એ જ શસ્ત્ર મદદ કરે છે; તમે જે કરી શકો છો તે બીજા પણ કરી શકે એવું તમે કેમ વિચારતા નથી? વધુમાં વધુ આત્મ બલીદાન અને દેશના ધ્યેય અર્થે લોક ઉઘરાણું કરવાની તમે શરુ કરેલી પ્રથાને અમે આગળ લઇ જઇએ છીએ એ વાતનું અમને મહાન ગૌરવ છે.

સામાન્ય રીતે છોકરાંઓ તેમના માબાપો પાછળ જાય છે. આપણી પ્રજાના અમે એવા બેટાબેટીઓ છીએ કે અમે અમારા પિતાઓ, માતાઓ અને અમારી દાદીમાઓને પણ અમારી પાછળ અમારી પાર્ટીમાં લાવીએ છીએ. અમારી પાસે એવા કેટલાયે દાખલાઓ છે કે જેમાં કુટુંબોનાં કુટુંબો લાલ બન્યાં છે.

તો પછી, તમારી સાથે વાતચીત કરનાર પ્રામાણિક કોંગ્રેસજનો અમારી વિરુદ્ધની વાતોમાં કેમ માનતા હશે એવું સ્વાભાવિક રીતે જ તમે પૂછશો. તમારી ધરપકડ પછી ઘણા કોન્ગ્રેસજનોએ, "લડત" કોંગ્રેસે માન્ય કરેલી અને સાચોસાચ "રાષ્ટ્રીય" હતી એમ માન્યું હતું એ તમે સમજો એમ હું ઇચ્છું છું. અમે જોડાયા નથી એ જોઈ ને સ્વાભાવિક રીતે જ તેમને ઘણું ખરાબ લાગ્યું. લડતની "દોરવણી કરનાર" કોન્ગ્રેસ સોશિયાલિસ્ટો અને ફોરવર્ડ બ્લોકવાળાઓએ આનો લાભ ઉઠાવ્યો; અમને સરકાર તરફથી પૈસા મળે છે એવું જુઠાણું. તેમણે ફેલાવ્યું. લડત વધુ ને વધુ ખતમ થતી દેખાઈ તેમ કોંગ્રેસજનોને અમારું સાંભળતા અટકાવવા જુઠો પ્રચાર વધુ ને વધુ વ્યાપક બન્યો. ભાંગફોડના આગેવાનો જ મુખ્ય અને સક્રિય પ્રચારકો હતા. કારણ, ભાંગફોડ સામે અમે એકલાએ જ સક્રિય આંદોલન ઉઠાવ્યું હતું. એથી, એ વખતની રાજકીય ભૂમિકામાં તેમના પ્રચારને આસાન ચલણ મળ્યું.

જે અમને જાણે છે અને જેઓએ અમને કામ કરતા દીઠા છે તેમાંનો કોઈ પણ પ્રામાણિક માણસ આ જુઠ્ઠાણાંને ટેકો આપશે નહિ. દુઃખ તો એ છે કે જે કોંગ્રેસજનો અમને અંગતરીતે સારી પેઠે પીછાને છે તેમાંના ઘણા ખરા તમને મળ્યા નથી; અને અમારું કાર્ય પણ એટલી હદે દેશવ્યાપી નથી કે જેથી દરેક જગ્યાએ તમામ કોંગ્રેસજનો આ જુઠ્ઠાણાંની આરપાર જોઈ શકે. અમને જરાયે શંકા નથી કે, મોડી નહિ પણ વહેલામાં વહેલી તકે અમે એ જુઠ્ઠાણાંને ખતમ કરીશું.

## પ્રશ્ન ત્રીજો

"એવું કહેવાય છે કે, છેલ્લાં બે વરસ દરમિયાન મજુર હડતાળોની દોરવણી કરનારાઓની અને નેતાઓની ધરપકડમાં કમ્યુનિસ્ટ પાર્ટીએ સત્તાવાળાઓને સક્રિય મદદ કરી છે."

હું જાણું છું કે, આવો દુષ્ટ આક્ષેપ કરવો સહેલો છે પણ તેને સાબિત કરવો મુશ્કેલ છે. આક્ષેપ કરનારાઓને તેમના કેસો પૂરવાર કરવાનું કહી હું એક વકીલની માફક તેનો જવાબ નહિ વાળું. હંમેશાં એ બની શકે તેમ નથી.

વધુ વિસ્તૃત, રાજકીય રીતે એટલે કે વધુ અસરકારક મુદ્દાઓ વડે હું તેનો જવાબ વાળીશ.

પહેલું, સરકાર અમને પૈસા નથી આપતી એ જો તમે સહેલાઈથી માની શકો તો અમે કામદાર આગેવાનોને પોલિસના હાથમાં સોંપી દીધાનું તમે નહિ માનો એમ હું માનું છું.

બીજું, મહાન કોન્ગ્રેસ જેમ સારાયે હિંદના લોકોની નિર્વિવાદ આગેવાન છે તેમ અમારો પક્ષ, અમદાવાદ અને જમશેદપુર સિવાય કામદાર વર્ગનો આગેવાન છે. અમે અમારા વિરોધીઓને આમ–સભાઓમાં ખુલ્લંખુલ્લી રીતે જવાબ વાળીએ છીએ અને કામદારો સામે તેમનું દૃષ્ટિબિંદુ રજુ કરવાનું આવાહન કરીએ છીએ.

લગભગ તમામ કામદાર આગેવાનો અમારી પાર્ટીના સભ્યો છે; જે થોડાક નથી તેઓ અમારા મિત્રો અને સાથીઓ છે. કામદાર દુનિયા વિષે થોડુંક પણ જાણનાર કોઈ આવો આક્ષેપ કરે એ હું કલ્પી શકતો નથી — સિવાય કે કોન્ગ્રેસ સોશિયાલિસ્ટો.

શ્રી. એન. એમ. જોશી એ આજના જુનામાં જુના ટ્રેડ યુનિયન આગેવાન છે. અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસના તેઓ મુખ્ય મંત્રી છે. તેઓ કમ્યુનિસ્ટ નથી. ભૂતકાળમાં અમારે તેમની સાથે ઝગડવું પડયું છે. આજે પણ તમામ મુદ્દાઓ પર તેઓ અમારી સાથે સંમત નથી. કામદાર હિલચાલમાં અમારૂં સ્થાન કેવું છે, કામદારોમાં અમે શું કહીએ છીએ અને શું કરીએ છીએ, અમારા ટીકાખોરો અને વિરોધીઓ સાથે અમે કેમ વર્તીએ છીએ એ તમામ વિષે બીજા કોઈ કરતાં તેઓ વધુ સારી રીતે જાણે છે. થોડી મિનિટોની તેમની સાથેની વાતચીત પરથી ખરી હકીકત શું છે એનો તમને ખ્યાલ આવી જશે.

એક બાજુ જપાની આક્રમણખોરોને મદદ થાય અને બીજી બાજુ આપણા લોકો માટે આર્થિક કટોકટી વધુ ઉગ્ર બને એથી અમે અમારી હડતાળની નીતિને રાષ્ટ્રવિરોધી માની છોડી દીધી હતી, તેમની આર્થિક પરિસ્થિતિ બગડતી જતી હતી એ જમાનામાંયે અમે હિંદી કામદાર વર્ગને હડતાળો પર જતાં અટકાવી શક્યા હતા. કામદાર વર્ગ પરની અમારી અસરનું જ નહિ બલ્કે રાષ્ટ્રીય હિતો વિષેની તેની સમજણનું યે એ માપ છે.

## પ્રશ્ન ચોથો

" કમ્યુનિસ્ટ પાર્ટી વિષે કહેવાય છે કે, વિરોધી ઇરાદા સાથે કોંગ્રેસ સંસ્થામાં ઘૂસવાની નીતિ તેણે અખત્યાર કરી છે. "

" કોન્ગ્રેસ સંસ્થામાં ઘૂસવાની નીતિ અખત્યાર કરવાનો " અમારા માટે કોઈ પ્રશ્ન જ નથી. પાર્ટી રૂપે અમારો જન્મ થયો ત્યારથી અમે કોન્ગ્રેસમાં છીએ. મિરત કાવતરા કેસના માજી સરકારી વકીલ લેંગફોર્ડ જેમ્સે આવો જ આરોપ મૂકયો હતો અને અમે બધા તેના તરફ હસ્યા હતા એ મને યાદ આવે છે. ભડક ઉભી કરી, બિન–કમ્યુનિસ્ટ કોન્ગ્રેસજનોને અમારાથી અળગા કરવાની આ તરકીબ હતી. એક વેળા બ્રિટિશ દલાલોએ આ રમત આદરી હતી. જપાની દલાલો હવે એ આદરી રહ્યા છે. બન્ને રાષ્ટ્રના દુશ્મનો છે અને રાષ્ટ્રીય હરોળમાં અંધાધૂંધી ફેલાવવાનો તેમનો હેતુ છે.

અમારો 'વિરોધી ઇરાદો' છે કે નહિ એનો ન્યાય અમારા સાથી કોન્ગ્રેસજનોએ કરવાનો છે; અને અમારે અમારા કાર્ય વડે સાચી વાત

પૂરવાર કરવાની છે. અમે ભૂતકાળમાં કોંગ્રેસજનોનાં પ્રેમ અને માન પ્રાપ્ત કર્યાં છે; અને એને વધુ લાયક થવાની આશા સેવીએ છીએ. અમારા બિરાદરો એ. આઈ. સી. સી. માં અને પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓની આગળ પડતી જગ્યાઓ માટે ચૂંટાયા છે.

રાષ્ટ્રીય મુક્તિના સમાન ધ્યેયને પહોંચી વળવા આપણે વધુમાં વધુ તાકાતથી અને સારામાં સારી રીતે લડી શકીએ એ માટે, સમાન રાષ્ટ્રીય સંસ્થામાં જોડાયેલ આપણા દેશનાં દેશભક્ત બેટા બેટીઓ તરીકેના અમારા હક્કની રૂએ અમે કોન્ગ્રેસમાં છીએ; અને આ વલણ છોડી એ ગૌરવભર્યો વારસો તજી દેવા અમને કોઈ પણ જુઠ્ઠાણાં કદિયે ઉશ્કેરી શકશે નહિ.

## પ્રશ્ન પાંચમો

" કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિનો સૂત્રસંચાર બહારથી નથી થતો શું ?"

કમ્યુનિસ્ટ પાર્ટી પોતાની પ્રજા અને દુનિયાની પ્રજાઓનાં હિતો સમજતી હોઈ પોતાની નીતિ જાતે જ નક્કી કરે છે. જ્યાંસુધી કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલનું અસ્તિત્વ હતું ત્યાંસુધી અમને 'મોસ્કોના દલાલો' તરીકે નવાજવામાં આવતા હતા. તેના વિસર્જન પછીયે એ જ આરોપ સામે આવે છે ત્યારે અમને આશ્ચર્ય થાય છે. આ વિષય પર હું કેટલાક દસ્તાવેજો મોકલું છું જે પોતે જ આ વિષે બોલશે.

કમ્યુનિસ્ટ પાર્ટી એ એક મહાન ક્રાન્તિકારી ભ્રાતૃસંસ્થા છે. દુનિયાના દરેક દેશમાં તે અસ્તિત્વ ધરાવે છે. તમામની સરખી વિચારસરણી છે અને પોતાની તેમજ તમામ પ્રજાઓની મુક્તિ માટે લડવાની સમાન નેમ ધરાવી તેઓ આગળ ધપે છે. હું તમને બ્રિટન, અમેરિકા, દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલિયાની કમ્યુનિસ્ટ પાર્ટીઓના પત્રો તથા દસ્તાવેજો મોકલી શકું તેમ છું; ૯ મી ઓગસ્ટ પછી એમેરી એન્ડ કું. ને તેઓએ જુઠ્ઠાણું ફેલાવનાર અને ઉશ્કેરણી કરનાર તરીકે જાહેર કર્યા છે; અને કોન્ગ્રેસ આગેવાનોની મુક્તિ તથા ખરેખરી રાષ્ટ્રીય સરકારના ધોરણે હિંદ સાથે સમાધાન કરવાની તેઓએ બેધડક માંગ ઉઠાવી છે.

યુદ્ધ જેમ જેમ તેની પરાકાષ્ઠાએ પહોંચતું જાય છે તેમ તેમ તમે કમ્યુનિસ્ટ પાર્ટીઓ વિષે વધુ ને વધુ સાંભળશો. શ્રી. પ્યારેલાલ પાસેનું જે પૅકેટ છે તેમાં ફિન્લાંડ, યુગોસ્લાવિયા, ફ્રાન્સ, ચીન ઉપરની પુસ્તિકાઓ છે; અમારી દરેક ભાઈબંધ પાર્ટી તેની રાષ્ટ્રીય અને વધુ વિસ્તૃત આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનું પૃથક્કરણ કેવી રીતે કરે છે, પોતાના લોકો સામે તે કયો કાર્યક્રમ રજુ કરે છે અને તેને માટે તે કેવી રીતે લડે છે એ તમને આ પુસ્તિકાઓ કહેશે.

જ્યારે તમે મને નિખાલસ ભાવે કહ્યું કે, તમે અમારા તરફ શંકાની નજરે જુઓ છો, ત્યારે તમારા પ્રશ્નોએ અમને દુઃખ ઉપજાવ્યું છે એ જો ન કહું તો હું તમારા તરફ નિખાલસપણે વર્ત્યો ન ગણાઉં. કારણ, કમ્યુનિઝમના દુશ્મનો દુનિયા ભરમાં જે જુઠ્ઠાણાં ગબડાવે છે તેનો જ એ પડઘો છે અને માત્ર પૂર્વગ્રહો ધરાવનારા લોકો જ એને માને છે. અમે એક નવી અને ઉગતી તાકાત છીએ; આપણા લોકોની હરોળમાંથી જ અમે જન્મ લીધો છે; અને જે દેશાભિમાનની જ્વાળા અમે નહિ પણ તમારા જેવા અમારા વડેરાઓએ દુનિયાના દેશે દેશમાં પ્રગટાવી છે તેમાં થઇને અમે પસાર થયા છીએ. અમે જાણીએ છીએ કે, નવું સમજવા માટે પોતાના સ્થાનેથી આગળ વધવું સહેલું નથી; અને પોતાના જ પુત્રો વારસાને આગળ ધપાવે છે એ માની શકવું તો એથીએ વધુ મુશ્કેલ છે. છતાં, નીચેની હકીકતો પર તમે ધ્યાન આપશો એટલી તો જરૂર અમે આશા રાખીએ છીએ.

(૧) લોકોના એક મહાન નેતા તરીકે તમે ઉલટી રજુઆતો થતી જોઈ છે; જુઠ્ઠાણાં સહન કર્યાં છે; છતાં, તમે અમારા રાષ્ટ્રીય આગેવાન બન્યા છો.

(૨) ખુદ માર્કસના જમાનાથી માંડીને આજ સુધીમાં કોઈ પણ વિચારસરણીને ઉલટી રીતે રજુ કરવામાં આવી હોય તો તે અમારી છે. લેનિન અને સ્તાલિન વિષે જેટલા પ્રમાણમાં અને જેટલા વખત સુધી જુઠ્ઠાણાં ગબડાવવામાં આવ્યાં છે, તેટલાં તો કોઈ પણ લોકઆગેવાન વિષે ગબડાવવામાં આવ્યાં નથી; અને એ છતાં, દુનિયાના છઠ્ઠા ભાગ પર પથરાયેલું સોવિયેત રશિયા, દુનિયાના તમામ દેશોમાં પાંગરતી કમ્યુનિસ્ટ પાર્ટીઓ તેમના જ કાર્યનું જીવંત સ્મારક છે.

(૩) તમે અમને ભાગ્યે જ ઓળખો છો, પં. નેહરુ અમને વિશેષ ઓળખતા હતા.

અમે તમને ગમતા નથી અને અમને તમે વધુ મહત્વ આપતા નથી એ અમે જાણીએ છીએ. કોન્ગ્રેસ સામે આવતા રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સવાલો વિષે અમારું માનવું શું છે એ જણાવવા માટે અમે નેહરુને મળતા. આજે એ જેલના સળિયા પાછળ છે. તેમના અને કોન્ગ્રેસ કારોબારીના તમારા અન્ય સાથીઓ વિના તમારે આખીયે પરિસ્થિતિ સમજવાની છે અને રાષ્ટ્ર માટે માર્ગ કાઢવાનો છે. કોન્ગ્રેસ અને લીગ પછી અમે એક ત્રીજા પક્ષ તરીકે દેશમાં અસ્તિત્વમાં આવ્યા છીએ. તમે અમને ખોટી રીતે સમજો તો એ કમનશીબી છે. પરંતુ, અમે તો અમારી દેશાભિમાની નીતિની તાકાતના આધારે લોકો સામે ઉભા રહેવાનું ચાલુ રાખીશું; આપણા લોકોના ન્યાયીપણાએ, અમને અમારી ભૂલો શોધવાની લડત લડવામાં અખૂટ આત્મ-વિશ્વાસ અને હિંમત આપ્યાં છે અને તેમને સુધારવા દૃઢ મનોબળ બક્ષ્યું છે. રાષ્ટ્રના એક મોટામાં મોટા આગેવાન તરીકે તમારે તમામ દૃષ્ટિબિંદુઓ સમજવાનાં છે અને આપણા સમાન ધ્યેયને પહોંચવા તમારે તમામને માર્ગદર્શન કરવાનું છે. આ નહિ થાય તો તમે તમારી ફરજોમાં ચૂક્યા ગણાશો.

કોન્ગ્રેસ સોશિયાલિસ્ટો એવું સૂચવે છે કે, સરકારની કૃપાદૃષ્ટિ મેળવીને અમે આગળ વધ્યા છીએ. અને આ સમજાવવા માટે તેઓ લાંબા વખત માટેની કોન્ગ્રેસની બિનહયાતીનો નિર્દેષ કરે છે.

જે પાર્ટી સતત રીતે તમારી અને અન્ય કોન્ગ્રેસ આગેવાનોની મુક્તિ માટે ઝુંબેશ ચલાવે છે, જે પાર્ટી કોન્ગ્રેસ જપાન તરફી છે એવાં જુઠાણાં સામે લડત કરે છે, જે પક્ષ કોન્ગ્રેસની ફાસિવાદ વિરોધી નીતિને લોકપ્રિય બનાવી રહ્યો છે, જે પક્ષ રાષ્ટ્રીય સરકારના ધોરણે સમાધાનની માંગ ઉઠાવી રહ્યો છે તે પક્ષને સરકાર પૈસા આપે કે?

આ બે વરસમાં અમારા ચાર બિરાદરોને ફાંસીએ લટકાવવામાં આવ્યા છે; (લોકયુધ્ધ, પુસ્તક: ૧ : અંક ૪૦ માં તમે એમના વિષેની હકીકત વાંચી શકો છો.) લગભગ ૪૦૦ સભ્યો જેલના સળિયા પાછળ છે; અને

૧૦૦ જન્મટીપની સજા ભોગવી રહ્યા છે. સરકાર અમને આ રીતે મદદ કરતી હશે શું?

કોન્ગ્રેસ પર પહેલાંયે પ્રતિબંધ મૂકાયો છે. એથી શું વિનીતો ૧૯૨૦ માં તાકાતવાન બન્યા? જે પક્ષ જનતાની સેવા કરે છે અને જે પક્ષ પાસે લોકો સામે રજુ કરવા દેશાભિમાની નીતિ છે તે પક્ષ જ ગુલામ દેશમાં પાંગરી શકે છે. અન્ય પક્ષો કરમાઈ જાય છે.

અનાજ સ્થિતિ ઉપર અને લીગની પરિસ્થિતિ ઉપર, એમ બે દસ્તાવેજો તમને આપવાનું મેં વચન આપ્યું હતું. પરંતુ, તમારી તબિયત ખરેખર સારી ન થાય ત્યાંસુધી હું તમને એકેય મોકલવાનો નથી. ખૂબ લાંબા બનેલા આ કાગળને તમારા પર લાદી હું દુઃખ અનુભવી રહ્યો છું.

સાદર અભિનંદન સાથે

પી. સી. જોશી

## ૪. પૂરનચંદ્ર જોશીનો મહાત્મા ગાંધી પરનો પત્ર

મુંબઈ
૨૬ મી જુલાઈ, ૧૯૪૪

વ્હાલા ગાંધીજી,

તમારા પ્રશ્નો મને મળ્યા હતા અને મેં તમને તેના ઉત્તરોય આપ્યા હતા. તમે એ વાંચ્યા જાણી મને આનંદ થાય છે; અને તમે મોહનને લખ્યા પ્રમાણે હું કોઈ પણ દિવસે આવી પહોંચનારા તમારા જવાબની રાહ જોઈ રહ્યો છું. મારા પરની તમારી ચિઠ્ઠી અને મારા જવાબ વિષેના ખબર જે રીતે ફેલાઈ રહ્યા છે એથી અમને આપણા દેશવાસીઓના રાજકીય મનોબળ વિષે આશ્ચર્ય થાય છે. જો તમે એને અટકાવવા ઇચ્છા હો તો મોહન તમને કાંઈક કહેશે.

મેં તમને જણાવ્યું હતું એ પ્રમાણે મેં કબૂલેલી યાદીઓ તમને મોકલી નથી એનું કારણ તમે સહેલાઇથી કલ્પી શકો છો. જ્યાંસુધી તમને અમારા તરફ પૂર્વગ્રહો છે ત્યાંસુધી એ મોકલવી એ મારા સમયનો દુર્વ્યય છે અને તમારે માટે એ નકામાં છે.

મજબુત હૃદયની જરૂર પડે તેવી અને જેને માટે લોકો તરફનો ઉંડો પ્રેમ આવશ્યક હોય તેવી કોઈ પણ સેવા કરવા અમે તત્પર છીએ.

સાદર અભિનંદન સાથે,

**પી. સી. જોશી**

## ૫. મહાત્મા ગાંધીનો પૂરનચંદ્ર જોશી પરનો પત્ર

મુકામ: સેવાગ્રામ (સી. પી.)
કેમ્પ: પંચગની,
૩૦ મી જુલાઈ, ૧૯૪૪

વ્હાલા મિત્ર,

૧૪ મી જુનનો તમારો પત્ર મને મળ્યો અને શ્રી કુમારમંગલમ્ સાથેનો ૨૬ મી જુલાઈનો પત્ર પણ.

મારા પહેલા પ્રશ્નના તમારા જવાબે, વળી બીજો પ્રશ્ન પેદા કર્યો છે. એ હું સમજું છું કે, સાથી સત્તાઓમાંનાં મુખ્ય બળો ખરેખરી લોકશાહી તરફ ઝૂકવા જરા પણ તૈયાર નથી; છતાં, યુધ્ધનો અંત આવતાં સુધીમાં તો તેમની મુરાદો ધૂળમાં મળી જશે, દુનિયા ભરની પ્રજાઓ પોતાનો માર્ગ કરી લેશે અને આજના નેતાઓને તેઓ ઉથલાવી પાડશે એવું તમે માનો છો. તમારા ઉત્તર પ્રમાણે તો, પ્રજાઓમાં આપણો, અન્ય એશિયાવાસીઓ અને યહુદીઓનો, અને એ જ કારણે જપાન તથા જર્મનીના શ્રમજીવીઓનો હું સમાવેશ કરી શકું છું. જો તમારી આવી માન્યતા હોય તો, મારે કબૂલવું જોઈએ કે, હું એ માનતો નથી; પરંતુ હું સમજવા માટે તૈયાર છું. એ દરમિયાન મારી સૂચના છે કે 'લોકયુદ્ધ' નું મથાળું એ અતિશય ભ્રામક છે. ઓછામાં ઓછો એક લોકપ્રિય પક્ષ આને લોકયુદ્ધ ગણે છે એવો દાવો કરવાનો આથી હિંદી સરકારને આધાર મળે છે. થોડા સમય પહેલાં, નાઝી જોડાણ સામે જે શાહીવાદી યુદ્ધ હતું તે સાથી સત્તાઓ સાથેની રશિયાની મર્યાદિત મૈત્રીથી લોકયુદ્ધ થઈ જાય એ કલ્પનામાં જ આવી શકે તેમ નથી એમ મને લાગે છે.

હું જે વિચાર ધરાવું છું એ જોતાં, "આ યુદ્ધે દુનિયાને બે છાવણીઓમાં વહેંચી નાખી છે" એવી તમારી દલીલનો જવાબ વાળવો મારા માટે

નિરર્થક છે. સિલ્લા અને ચેરિબ્દીસ વચ્ચે, હું કોઈ પણ દિશામાં વહાણ હંકારું તો મારું વહાણ ભાંગી જાય. એથી મારે તો તોફાન વચ્ચે જ રહેવું પડે. મેં માર્ગ સૂચવ્યો હતો. સ્વાભાવિક રીતે જ, એનો અસ્વીકાર થયો; કારણ કે, જે સત્તા છે તે હિંદ પરની પોતાની પકડ ઢીલી કરવા જ માગતી નથી. આ કાગળ હું તમને લખી રહ્યો છું, ત્યારે મેં તમારી દલીલો ફરી ફરીને વાંચી છે. એકે એક ફકરો મને માઠું લગાડે છે; કારણ, મારે માટે એ વાસ્તવિકતાથી પર છે. મહેરબાની કરીને એટલું માનજો કે તમારી પાર્ટી સામેના મારા પૂર્વગ્રહોને, પહેલા પ્રશ્નના તમારા જવાબની મારી ચકાસણી સાથે જરાયે લાગતું વળગતું નથી.

**પ્રશ્ન ૨ જો:** તમારા જવાબને લાગે વળગે છે ત્યાંસુધી એ સંપૂર્ણ સંતોષકારક છે. તમારા નાણાં વિષે વધુ સાબીતીની હું માગણી નહિ કરું.

તમારા જવાબો તપાસ્યા પછી હું મારી મુસ્કેલીઓ તમારી સમક્ષ રજુ કરું. અન્ય પ્રશ્નોના તમારા જવાબો સીધા સટ ઉત્તર સમા નથી. હું તમારા જવાબો સમજું છું અને તેમની પ્રશંસા કરું છું. જો હું પૂર્વગ્રહોથી મુક્ત હોત તો તમારા જવાબોનો સ્વીકાર કરતાં હું ન ખચકાત. પરંતુ મારી મુસ્કેલી ખરી છે અને હું તમારી સહાનુભૂતિ માગું છું. જ્યારે હું કબૂલું છું કે મારા મનમાં પૂર્વગ્રહો છે ત્યારે મારી સાથે ધીરજ ધરવાની અને તમને ઠીક લાગે એ રીતે મારા એ પૂર્વગ્રહો દૂર કરવાની તમારા પ્રત્યેની આ મારી અપીલ છે. હું તમે જેને કહો તેને મળવા તૈયાર છું; તમે કહો તે વાંચવા તત્પર છું અને મારાથી બનતી નિષ્પક્ષતા ધારણ કરી, તમે મારી સામે રજુ કરો તે હકીકત યા તો દલીલ તપાસવા તૈયાર છું એટલી હું તમને ખાત્રી આપી શકું. વધુમાં, તમને એ પણ ખાત્રી આપું છું કે હું મારા પૂર્વગ્રહોથી દોરવાઈ વર્ત્યો નથી; અને એ પૂર્વગ્રહો, તમારો પક્ષ પાશવી બળ છે તથા આઝાદીની લડતના માર્ગમાં એ ખરેખર અવરોધ કરે છે એવી નક્કર માન્યતામાં ઘડાય નહિ ત્યાં સુધી હું એનાથી દોરવાવાનો ય નથી. મારામાં સહેલાઈથી એવી માન્યતા આવવી મુશ્કેલ છે; અને એ આવશે તો, મને એનાથી દૂર રાખવા તમને પૂરતો વખત મળે એ માટેની તમને પૂરતી નોટિસ આપીશ. હું તમારી કિંમત જાણું છું. તમારી પાસે, હું પોતે દાવો કરી શકું એટલાં નિઃસ્વાર્થી જુવાન

સ્ત્રી—પુરુષો છે. તમે મહેનતુ છો અને મહાન શકિત ધરાવો છો; તમારા કાર્યકરો ઉપર તમે ચૂસ્ત શિસ્ત લાદો છો. આ બધા માટે હું તમારી પ્રશંસા કરું છું ને તમને અભિનંદું છું. મારા પૂર્વગ્રહોને કારણે હું આવી તાકતને સહેલાઇથી ગુમાવું એવો નથી.

તમે ઝડપથી મોકલાવેલા તમારા જવાબો તપાસવામાં આટલો બધો વિલંબ મેં કર્યો હોય તો તે હું કામમાં ગૂંથાયેલો હતો એ કારણે—જેના વિષે તમે જાણો છો અને તમારી પાર્ટી વિરુદ્ધ મારી પર વરસેલા અણનોતર્યા પૂરાવાઓ હું તપાસતો હતો તેને લીધે. મેં તેમનાં નામોનો ઉપયોગ કરવા માટે પૂછયું હતું અને તેઓએ મને રજા આપી છે. હું છેલ્લામાં છેલ્લા—એટલે કે, બાબુ મનોરંજન ચૌધરીના પૂરાવાને લઉં. એ આવે છે એવી મને ખબર પણ નહોતી; અને જ્યારે તેમણે મુલાકાત માંગી ત્યારે એ રાજાજીની ફોર્મ્યુલાના મારા સ્વીકાર અંગે હતી. પરંતુ, કમ્યુનિસ્ટોએ રાષ્ટ્રના ધ્યેયને જબરું નુકસાન કર્યું છે, એ વાત મને જણાવવામાં જ તેમણે મારો મોટા ભાગનો સમય લીધો. મારી હાજરીમાં તેમણે વાપરેલા શબ્દો કરતાં ઓછા કડક શબ્દો હું વાપરું છું. તેઓ કેટલાક કાગળો મૂકી ગયા છે જેનો હું અભ્યાસ કરી શકયો નથી. તેઓ એક છાપેલું પુસ્તક પણ મૂકી ગયા છે તે હું જાતે ઉપર ઉપરથી જોઇ ગયો છું અને એ ખરાબ વાંચન પૂરું પાડે છે. તમે મોકલવા માગતા કોઇ પણ પ્રતિનિધિ એ છાપેલ પુસ્તક વાંચી શકે છે. કદાચ તમે જાતે એ ( પુસ્તક ) જોયું હશે.

બીજા બેઝવાડાના શ્રી. કાલેશ્વરરાવ છે. એમણે પણ મને એક લાંબો પત્ર પાઠવ્યો છે જેમાંથી હું જરૂરી ફકરાઓ ટાંકું છું. ( સાથે બીડાયેલ પત્ર જુઓ. ) આ ઉપરાંત, જાણીતા અને અજાણ્યા પત્રલેખકો તરફથી અનેક પત્રો મને મળ્યા છે; એ તમામ તમારી પાર્ટી પર તહોમત મૂકે છે. મને ખબર છે તે પ્રમાણે જયપ્રકાશ નારાયણ પણ "ભ્રમમુકત" બન્યા છે.

તમે મિયાં ઇફ્તિખારુદ્દીન અને શૌકત અન્સારીનો નિર્દેષ કરો છો. બન્નેને હું સારી રીતે પીછાનું છું અને બન્ને માટે મને બહુ માન છે. કમનશીબે ઇફ્તિખારુદ્દીન જેલમાં છે. કમ્યુનિઝમ વિષે મેં શૌકત સાથે કદિયે ચર્ચા કરી નથી; કારણ હું તેમને અને તેમની પત્ની ઝોહરાને તેમના રાજકારણથી

દૂર રહી ઓળખું છું. પરંતુ, તેમની સામાન્ય ખાત્રી, મારા પર આવી પડેલા અને જેનો મેં તમને ઉડતો ખ્યાલ આપ્યો છે એ પૂરાવાને ભૂંસી શકે તેમ નથી. આ બધા પૂરાવાને પૂર્વગ્રહ ગણી હડસેલી ન મૂકવાનું હું તમને જણાવું છું. તમારા ટીકાખોરો ગમે તેટલા અજ્ઞાન હોવા છતાંયે, તેમના તરફ ગુસ્સે ન થવા હું તમને જણાવું છું. તેમની ટીકા ઝેરીલી અને વિરોધી ઈરાદાવાળી હોય તો ગુસ્સે થવાનું વ્યાજબી કારણ છે. છેલ્લે, જે નીતિ મેં મારા માટે અને સમસ્ત દેશ માટે આંકી છે, એ નીતિ અનુસાર આઝાદીના ધ્યેયને અર્થે લડવા તમારા બધાની સેવાઓ હું ઇચ્છું છું, એ વાત માનવા હું તમને જણાવું છું. હું ખોટે માર્ગે જઈ રહ્યો છું અને તમારી નીતિ ખરી છે એવી મને ખાત્રી થશે તો હું તમારા પક્ષે આવી ઉભીશ; અને આનંદપૂર્વક તથા હૃદયથી તમારી હરોળમાં જોડાવા તૈયાર થયેલ ઉમેદવાર તરીકે કામ કરીશ.

તમારો વિશ્વાસુ
**એમ. કે. ગાંધી**

## સાથે બીડેલ પત્રની નકલ :

"તેઓ કમ્યુનમાં નાટકો ભજવે છે, જેમાં એકે એકનું વસ્તુ ગોળીબાર, ફાંસી અને ખૂન હોય છે. વિદ્યાર્થી સભ્યો પાસે તેમના હાથ લાલ રંગાવી ફાંસિયા કે ખૂનીઓના પાઠ કરાવવામાં આવે છે. તેઓએ કમ્યુનમાં દરરોજ રાંધેલું માંસ ખાવાનો અને કમ્યુનના દરેક સભ્યને એક જ ટેબલ પર બેસાડવાનો નિયમ કર્યો છે. વિદ્યાર્થીઓ સમેત બ્રાહ્મણો અને વૈશ્યો જેવા વંશપરંપરાગત શાકાહારીઓને ઈરાદાપૂર્વક માંસ ખાવાનું શીખવવામાં આવે છે; કે જેથી, હિંસા તરફની ભડક ભાંગી જાય. એક બ્રાહ્મણ એમ. એ.એ મને જણાવ્યું હતું કે, ગાંધીજી અહિંસાનો આગ્રહ કરતા હતા એટલે તેણે માંસ ખાવાનું શરુ કર્યું. એક બીજા વૈશ્ય બી. એસ. સી.એ મને કહ્યું હતું કે વીસ વરસથી યે વધુ વખતથી જે દુષ્ટ ખાદી તે વાપરતો હતો, તેમાંથી તેને તે દિવસથી મુક્તિ મળી. એ માંસાહારનો ચૂસ્ત હિમાયતી બન્યો હતો. ત્યાંના વાડામાં તેઓ વર્ગો લે છે. આ વર્ગો ગાંધી વિરોધી, સત્ય વિરોધી, અહિંસા વિરોધી, કોન્ગ્રેસની નેતાગીરી વિરોધી, ઈશ્વર વિરોધી, ખાદી

વિરોધી, ગ્રામોદ્યોગ વિરોધી હોય છે અને તેમનાં ભાષણોમાં જાતીય અંધાધૂંધીની હિમાયત હોય છે. તેમાંની એક સભામાં તેમના એક આગેવાને જાહેર કર્યું હતું કે, ગાંધી હિંદના રાસ્પુટીન છે...એંગલ્સના લખાયેલા એક પુસ્તકનો તેઓ અભ્યાસ કરે છે; જેમાં સમૂહ લગ્નો યા તો જોડકાં લગ્નો (બે પતિઓ વચ્ચે બે સહિયારી પત્નીઓ) ની હિમાયત કરેલી છે. અને એક પત્નીવ્રતને સ્ત્રીઓની આઝાદીને દાબી દેવાની મૂડીવાદી તરકીબ ગણાવી તેઓ ધિક્કારે છે." ...... "સામાન્ય કોન્ગ્રેસજનો અને તેમાંયે ખાસ કરીને રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ, જુવાનો અને ગ્રામ-કાર્યકરો કે જેમને તેઓ પોતાના મુખ્ય હરીફ માને છે, તેમની વિરુદ્ધ તેઓ જાસુસો તરીકે અને પોલિસના બાતમીદાર તરીકે વર્તે છે. તેમના વિરોધીઓને દાબી દેવા લાકડીઓનો ઉપયોગ કરવાની, ઉપરાંત તેમને મારવાની, ખોટી બાતમી આપીને પોલિસ પાસે પકડાવી દેવાની તેમને પાર્ટી આગેવાન તરફથી સૂચનાઓ મળી છે."

## ૬. પૂરનચંદ્ર જોશીનો મહાત્મા ગાંધી પરનો પત્ર

મુંબઈ
૧૬મી ઓગસ્ટ, ૧૯૪૪

વ્હાલા ગાંધીજી,

તમારા ૩૦મી જુલાઈના કાગળનો જવાબ સજ્જાદ ઝહીર મારફતે મોકલવાનો ઈરાદો રાખ્યો હતો. પરંતુ, તેઓ શુક્રવારને બદલે આજે ઉપડે છે; અને હું ગયે અઠવાડિયે આ વખતના લોકયુદ્ધના અંક માટે લેખ લખવામાં પરોવાયો હતો. મારા લેખવાળી આ અંકની અગાઉથી તૈયાર કરેલી નકલ હું તમને મોકલું છું. તમે ઝહીરને મળો અને વાતચીત કરો તે પહેલાં એ લેખ જરૂર વાંચી જશો એવી આશા રાખું છું. બંગાળ અને પંજાબ વિષે કેટલાક આંકડાઓ હું મોકલું છું જે તમને ઉપયોગી થશે એવી મને આશા છે.

સાદર અભિનંદન સાથે,

પી. સી. જોશી

# ૭. પૂરનચંદ્ર જોશીનો મહાત્મા ગાંધી પરનો પત્ર

મુંબઈ
૧૨મી સપ્ટેમ્બર, ૧૯૪૪

વ્હાલા ગાંધીજી,

૩૦ મી જુલાઈનો તમારો પત્ર મને શ્રી હઠીસિંહ મારફત સમયસર મળ્યો. મને એ મળ્યાને બે દિવસ થયા હશે ત્યાં તો અમારામાંના એક, કે જે મિ. કાનજી દ્વારકાદાસ સાથે કામદાર પ્રશ્નોના સંબંધમાં કામકાજ કરે છે, તેને ટેલિફોન પરની વાતવાતમાં તેમણે (મિ. કાનજીએ) એવું કહ્યું કે, તમારો બીજો પત્ર અમને મળ્યો છે; અને અમારાં નાણાં સંબંધનો અમારો ખુલાસો તમે સ્વીકાર્યો છે; પરંતુ, હવે તમે અમારા નૈતિક જીવન વિષે તપાસ કરી રહ્યા છો, એવું તેમને જાણવા મળ્યું છે. તમે મિ. કાનજીને સારી રીતે ઓળખો છો એટલા પરથી જ તમને, અમારી સાથેના પત્રવ્યવહારનો તમારા મંત્રીમંડળને હાથે જે વ્યવહાર થઈ રહ્યો છે તે વિષેના અમારા પ્રત્યાઘાતો સમજાઈ જશે, એમ હું માનું છું. કેટલાક પત્રોમાં અમારા પરના તમારા પ્રશ્નો પ્રસિધ્ધ થયા છે પણ અમે તમને આપેલા જવાબો પ્રસિધ્ધ થયા નથી; અને તેઓ અનેક કપોળકલ્પિત ગોળાઓ ગબડાવે છે. અત્યારસુધી અમે અખબારોને સારી પેઠે દૂર રાખ્યાં છે.

જાહેર જીવનમાં અમુક સિધ્ધાંત હોય છે; અને આપણી રાષ્ટ્રીય હિલચાલ પરત્વે આપણે વિશિષ્ટ ગૌરવ ધરાવીએ છીએ તે એ હકીકતને કારણે કે, અન્ય દેશોના જાહેરજીવન કરતાં આપણે વધુ ઉચ્ચ સિધ્ધાંતો ધરાવીએ છીએ. અમને માઠું લાગ્યું છે એથી હું આ નથી કહેતો પણ આપણી જે રાષ્ટ્રીય હિલચાલના તમે જીવંત પ્રતિક છો તેની એ બદનામી છે.

તમારા આખાયે કાગળ વિષેનો અમારો પ્રત્યાઘાત કેવો હતો એ પણ હું શરુ શરુમાં જ જણાવી દઉં. તમે જે લખ્યું છે તે જો મારા પિતાએ મને લખ્યું હોત તો મેં એમના પત્રનો જવાબ ન આપ્યો હોત અને કદિયે મેં એમનું મોં ન જોયું હોત. હું તમને લખું છું કારણ કે તમે રાષ્ટ્રના પિતા છો; તમે અમને અપમાનિત કરો, અમારી માનહાની કરો તોયે તમારી સાથે

ગુસ્સો કરવો એ મારી દેશભક્તિને ન છાજે. હું જાણું છું કે, તમારી એવી બૂરી ભાવના નથી; પરંતુ, અમારા વિચારોથી તમે અજ્ઞાત હોઈને અને અમારા પક્ષ તરફના તમારા પૂર્વગ્રહો એટલા બધા હોઈને તમે શું લખો છો એ પણ તમે સમજી શકતા નથી. મારા પરના તમારા પત્રોની નકલો શ્રીમતી નાયડુ, શ્રી. ભૂલાભાઈ દેસાઈ અને રાજાજીને બતાવવાની હું તમને વિનંતી કરું છું. તમારા પત્રનો આવો તીવ્ર પ્રત્યાઘાત મને થયો એમાં હું સંપૂર્ણપણે વ્યાજબી છુ એવા મારા મન્તવ્ય સાથે તેઓ પણ સહમત છે કે નહિ તે તમે ખુદ એમની પાસેથી સાંભળો એવી મારી તમને વિનતી છે.

તમે માનો છો કે અમારી નીતિ સરકાર તરફી છે, તમારા પત્રના એ રાજકીય ભાગને હું પહેલાં નહિ લઉં. આ મુદ્દા પર પત્રવ્યવહાર મારફતે તમને અમારું દૃષ્ટિબિંદુ સ્વીકારાવવાની હું આશા રાખતો નથી; અને તમે ખુદ જાતે જ કહો છો કે અમારી સામેના તમારા પૂર્વગ્રહો અમારી નીતિને આધારે નથી.

પૂર્વગ્રહો હોય ત્યાંસુધી રાજકીય પ્રશ્નો આપણે નિરપેક્ષ ભાવે છણી શકીએ નહિ. નવી દિલ્હીની ઓફિસની નોંધ-યાદીઓ રાષ્ટ્રના હાથમાં પડે એ દિવસની હું રાહ નથી જોઈ રહ્યો; જો કે, અમારી આજની રાજકીય નીતિ વિષે સરકાર શું માને છે તેનો તમને એ પરથી ખ્યાલ આવશે.

અત્યારના ભારેમાં ભારે પ્રતિબંધો સામે પેપર કવોટામાં મોટા ભાગનાં અખબારોને રાહત મળી છે. અમે પણ સરકારને અરજી કરી હતી. હું તમને પત્રોની નકલો બીડું છું એ પરથી જણાશે કે, મોટા ભાગનાં "રાષ્ટ્રીય" અખબારોને જે રાહત મળી છે તે અમારાં પત્રો અને પ્રકાશન ગૃહને સરકારે આપી નથી. "હું માનું છું કે 'લોકયુધ્ધ' મથાળું ઘણું ભ્રામક છે; ઓછામાં ઓછો એક લોકપ્રિય પક્ષ તો આને 'લોકયુદ્ધ' માને છે એવો દાવો કરવાનો હિંદી સરકારને આધાર મળશે" એવી તમારી બીક સંબંધે મારે આટલું કહેવાનું છે.

કોઈ પણ પૂર્વગ્રહો રહ્યા નથી એવું તમને લાગશે અને તમારી જાતને તમે જેટલા પ્રમાણિક માનો છો તેટલા જ પ્રમાણિક અમને તમે માનશો ત્યારે જ હું તમારી સાથે રાજકીય પ્રશ્નો ચર્ચીશ.

તમે અમારા આટલા બધા વિરોધી કેમ છો એ વિષે અમે ખૂબ ખૂબ વિચારીએ છીએ અને તેનું મૂળ કમ્યુનિઝમ વિષેની તમારી ખોટી સમજણમાં જોવા મળે છે. મૂળભૂત રીતે તમે એક ધાર્મિક પુરૂષ છો અને એ વિષેના તમારા સિદ્ધાંતો છે. તમે તમારી મૂળભૂત ધાર્મિક માન્યતાઓને તમારા રાજકીય કાર્ય સાથે ઘટાવો છો. કમ્યુનિઝમ એટલે 'પરિણામ કાર્યનીતિને વ્યાજબી ઠેરવે છે' એવું તમે માનતા હો તેમ લાગે છે. આથી કરીને, કમ્યુનિસ્ટો પોતાનો અર્થ સરતો હોય તો ગમે તેવી દુષ્ટ તરકીબો અજમાવવા અને તકવાદી નીતિનો આશરો લેવા હંમેશાં તૈયાર થશે એમ તમે માનો છો. કમ્યુનિઝમના સિધ્ધાંતો વિષેની આવી માન્યતાને કારણે તમે અમારી સામેના કોઈ પણ ગલીચ જુઠ્ઠાણાને સાંભળવા તત્પર બનો છો.

અમારી સામેનું આ જૂનું થઈ ગયેલું સૂત્ર છે. અને યુરોપના શિક્ષિત લોકોએ ૨૦ મી સદીના ત્રીજા દાયકા દરમિયાન તેનો ત્યાગ પણ કર્યો છે. દસ વરસ પહેલાં હું એ અનેકવાર સાંભળતો. પણ હવે, સેંકડો બુધ્ધિજીવીઓ અને બિન કમ્યુનિસ્ટ દેશભક્તોને હું મળું છું, પરંતુ મને એવું સાંભળવા મળતું નથી.

મારા શબ્દો માની લેવાનું હું તમને કહેતો નથી; પરંતુ, નૈતિક દૃષ્ટિએ પણ કમ્યુનિઝમનો અભ્યાસ કરવામાં થોડો વખત તમે ગાળો એમ તો હું જરૂર ઇચ્છું છું. તમે કેન્ટરબરીના ડીનને તો ઓળખો છો; તમે એમની સાથે રહ્યા છો. તેઓ તમારા મિત્ર છે અને અમારા પણ. એ પાર્ટી સભ્ય નથી પણ ખૂબ જ હમદર્દ છે. બ્રિટિશ કમ્યુનિસ્ટ અઠવાડિક "ડેઈલી વર્કર"ના તંત્રીમંડળમાં તેઓ છે. ધાર્મિક–નૈતિક દૃષ્ટિએ તેમણે આ પ્રશ્નો પર લખ્યું છે. તેમનું પુસ્તક "સોશિયાલિસ્ટ સિકસ્થ ઑફ ધી વર્લ્ડ" તથા "માર્કિસઝમ એન્ડ ઇન્ડિવિજ્યુઅલ" નામની પુસ્તિકા ("હેરિટેજ વી કલેમ"ના બીજા ભાગ રૂપે હિંદમાં એ પ્રસિદ્ધ થઈ છે.) વાંચી જવાની હું તમને નમ્ર અરજ કરું છું. કોઇ પણ ધર્મમાં ન માનતા હોવા છતાંયે અમે કમ્યુનિસ્ટો ધર્મના સાચા અર્થમાં, વધુમાં વધુ "ધાર્મિક" છીએ એ તમને એના પરથી જણાશે. ધર્મો જે નૈતિક–આધ્યાત્મિક સિદ્ધાંતની હિમાયત કરે છે અને અનુયાયીઓ કદિયે જેને અમલમાં મૂકતા નથી, તેને વળગી રહેવા અમે

પ્રયાસ કરીએ છીએ. એથી યે વિશેષ તો, અમારો નૈતિક સિદ્ધાંત વધુ કડક છે અને તે વધુ ભૌતિક બલિદાનો, જીવનભર સ્વ-શિક્ષણ તથા લોકોની રોજિંદી સેવામાં અતિ કપરું અમલી કાર્ય માંગી લે છે.

ડીનનાં લખાણો વિષે તમારું શું માનવું છે અને અમને વધુ સારી રીતે સમજવામાં તે તમને મદદરૂપ થયાં હોય તો એ વિષે હું તમારી પાસેથી જાણવા માગું છું. હું જે કૈં સૂચવું તે વાંચવા તમે તત્પર છો એવું વચન આપીને તમે મારા તરફ કૃપા દાખવી છે. અમે તમને નિયમિત રીતે અમારું અઠવાડિક મોકલીએ છીએ. એના પર નજર ફેરવી જવાની અને તમારી આંખે ચઢે તે કોઇ પણ ફકરો દર અઠવાડિયે વાંચી જવાની હું તમને વિનંતી કરું છું; ત્યાર બાદ ત્રણ મહિના પછી તમે અમને હજી ય જાડી બુદ્ધિના અને દેશાભિમાન રહિત ગણો છો કે નહિ એ મને જણાવજો. સરકારને મદદ કરતો અને લોકોને નુકસાન પહોંચાડતો કોઇ પણ ફકરો તમને દેખાય તો મને જણાવજો.

અમારાં નાણાં વિષેનો મારો ઉત્તર તમે સ્વીકારો છો અને પરિસ્થિતિને "સંપૂર્ણ સંતોષકારક" લેખો છો. અન્ય મુદ્દાઓ પર મેં તમને સીધા જવાબ આપ્યા છે અને દસ્તાવેજો મોકલ્યા છે. છતાંયે અમે "સ્પષ્ટ જવાબો" નથી વાળી શક્યા એમ તમે માનો છો. તમે એની પ્રશંસા કરો છો અને કહો છો: "જો હું પૂર્વગ્રહોથી મુક્ત હોત તો તમારા જવાબો સ્વીકારવામાં હું આનાકાની ન કરત." એક યુવાન દેશાભિમાની પક્ષ સામેનાં જુઠ્ઠાણાંની તપાસ આડે પૂર્વગ્રહો આવે છે એવી અમારા રાષ્ટ્રના આગેવાનની દલીલ વાંચી તમે કલ્પી શકો એથી પણ વિશેષ દુઃખ અમને થયું છે.

રાજકીય વિરોધીઓ સામે કાદવ ઉડાડવો એ તો, જેમણે લોકોમાંથી વિશ્વાસ ગૂમાવી દીધો છે અને જેમણે તમામ નૈતિક મૂલ્યો તજી દીધાં છે તેમનું પુરાણું હથિયાર છે. તમારી પ્રમાણિકતા સામે ચેલેન્જ ફેંકીને અને જપાન તરફી હોવાનો તમારા પર આરોપ મૂકીને નોકરશાહીએ એ જ હથિયાર તમારી સામે વાપરવાનો પ્રયાસ કર્યો હતો. કેટલાક કોન્ગ્રેસ સોશિયાલિસ્ટો અને બોઝવાદીઓ એનો અમારા પર ઉપયોગ કરી રહ્યા છે. આ પક્ષોએ અમારા વિરુદ્ધ આદરેલી સુસંગઠિત જેહાદના એક ભાગ

રૂપે જ તમને અમારી સામેના પત્રો અને દસ્તાવેજો મળી રહ્યા છે. તમારી સામે અત્યારે પીરસાઈ રહેલાં તમામ જુઠ્ઠાણાંઓ તેઓ પોતાના વિસ્તારોમાં અજમાવી ચૂક્યા છે અને તેમાં નિષ્ફળ ગયા છે. તમારી મુક્તિ પછી તમને ભંભેરવાનો તેઓ પ્રયાસ કરે છે.

આમાં તેમને અમારી સામેના પ્રમાણિક કોન્ગ્રેસજનોના પૂર્વગ્રહોથી સહાયતા મળે છે. કેટલાક પ્રમાણિક કોન્ગ્રેસજનો કટ્ટર કમ્યુનિસ્ટ વિરોધી છે એ જોઈ, લાગે છે કે તમે પણ ગૂંચવાડામાં પડી ગયા છો. એનું કારણ દૂર શોધવા જવું પડે તેમ નથી. ૯ મી ઓગસ્ટ પછી અમે અમારી માન્યતાને વળગી રહ્યા અને ભાંગફોડની હિલચાલમાં જોડાવાનો ઈન્કાર કર્યો. કારણ કે, એ આપણા દેશનાં હિતોની વિરુદ્ધ છે એવી અમારી માન્યતા હતી. લોકોમાં અમે ઝુંબેશ ચલાવી અને અમારા પર તેમનો રોષ વહોરી લીધો. કોન્ગ્રેસજનોના એક વિભાગે અમારી નીતિને કોન્ગ્રેસ અને રાષ્ટ્ર–વિરોધી તરીકે રજુ કરી. ત્યાર પછીના બનાવોએ એ બતાવી આપ્યું છે કે એ બરાબર નહોતું. અમારી સામેના તેમના વ્યક્તિગત રોષે, રાજકીય અસહિષ્ણુતાએ અને તેમનાથી ભિન્ન મત ધરાવનારાઓના દેશાભિમાનના તેમના ઈન્કારે તેમને કોન્ગ્રેસ સોશિયાલિસ્ટોના પ્રચારના કરૂણ ભોગ બનાવ્યા. ઘણી વાર પરિસ્થિતિ એટલી હદે કરૂણ બની જાય છે, કે અમારી પાર્ટી, જપાન તરફી આરોપ સામે કોન્ગ્રેસનો બચાવ કરે છે, ત્યારે તેઓ અમને લોકોના દુશ્મનો તરીકે ગાળો દે છે. કોન્ગ્રેસ વર્તુળોની રાજકીય અસહિષ્ણુતાનો—અને તે પણ અમારા સંબંધમાં નહિ—એક જ દાખલો ટાંકું. કોન્ગ્રેસના મોટા ભાગનાં વચલાં વર્તુલો હજીય માને છે કે, મિ. જિન્ના સરકારી દલાલ છે અને તેમની સાથે વાટઘાટ કરવાની ખોટી સલાહ તમને આપવામાં આવી છે. લીગમાં યે દેશભક્તો છે, એ વાત તેઓ તેમની જીંદગીમાં યે માની શકતા નથી. આજ જાતનો અંધ પૂર્વગ્રહ અમારા તરફ બતાવવામાં આવ્યો છે. છતાં અમને વિશ્વાસ છે કે, પ્રમાણિક કોન્ગ્રેસજનોના સાથમાં કામ કરતાં કરતાં તથા તેમના પૂર્વગ્રહો ગાળી નાખવામાં ખુદ જીવન-પ્રવાહ તેમને મદદરૂપ થશે, તેમ તેમ અમે તેમનો વધુ ને વધુ વિશ્વાસ મેળવીશું.

તમને જેમણે જેમણે લખ્યું છે તેમની વિશ્વસનીયતા તપાસશો તો તમને માલુમ પડશે કે એ લોકોએ જ ૯ મી ઓગસ્ટ પછીની ભાંગફોડની

હિલચાલ દોરી હતી યા તો તેને ટેકો આપ્યો હતો; અથવા તો એવા લોકોને કારણે અમારા તરફ જબ્બર પૂર્વગ્રહો ધરાવનારા તેઓ જણાશે.

તેમને અમારા તરફ કડવાશ છે, કારણ કે અમે ભાંગફોડનો વિરોધ કર્યો હતો અને માત્ર શબ્દોમાં જ નહિ પણ કાર્યમાંયે અમે તેમને ઉઘાડા પાડ્યા હતા.

જેલમાંથી તમારા પત્રો અને ત્યાર પછીનાં નિવેદનો પ્રસિદ્ધ થયા પછી તેઓ અમારા પર રાજકીય દૃષ્ટિએ હુમલો કરી શકે તેમ નથી; અને એથી હલકી યુક્તિઓનો તેઓએ આશરો શોધ્યો છે.

તમને પહોંચી હોય તેવી ગાળો મારી સામે આવીને ઉચ્ચારે અથવા પોતાના જિલ્લાના કોન્ગ્રેસ અને લીગ આગેવાનો સામે એને ફરી ઉચ્ચારવાની જેનામાં હિંમત હોય અને જેને, લોકો દેશભક્ત તરીકે સ્વીકારતા હોય તેવો કોઇ પણ માણસ હજી સુધી મારી સામે આવ્યો નથી.

તમને જે લોકો આટલા બધા "પૂરાવાઓ" (જેને હું જુઠ્ઠાણાં ગણું છું) આપે છે તેમને માટે, તેઓ કમ્યુનિસ્ટો વિષે જે કૈં કહે છે તે સાચું હોય તો તેમના જિલ્લામાંથી અમને સાફ કરી નાખવાનું સહેલું છે; અને જેને તેઓ ખુદ પોતાના અહેવાલ પ્રમાણે દેશદ્રોહી અને સ્થાનભ્રષ્ટ બની ચૂકેલાઓની ટોળકીરૂપ ગણે છે તેવા "કમ્યુનિસ્ટો" વિષે તમને પજવવાનું બંધ કરવા તમારે એમને કહેવું જોઇતું હતું, એવી મારી માન્યતા છે.

જેમને વિશાળ કુટુંબ સંભાળવાનું છે એવા રાષ્ટ્રના પિતા આ રીતે વર્તે એમ હું ઇચ્છું છું.

તમે મારી સામે બે કિસ્સાઓ રજુ કર્યા છે. હું એક પછી એક લઇશ:

(अ) **બી મનોરંજન ચૌધરી વિષે:** તેઓ તમને મળ્યા ત્યાર પહેલાં મને મળ્યા હતા. મારી પત્નીના કાકાના તેઓ જુના મિત્ર છે અને તેઓ તેમની સાથે અમારી ઓફિસે આવ્યા હતા; પરંતુ, હું રખે તેમને મળવાની ના પાડું એ બીકે તેઓ વેઇટીંગ રુમમાં બેઠા. જ્યારે કાકાએ મને કહ્યું કે તેઓ મને મળવા માગે છે ત્યારે મેં તેમને બોલાવ્યા. "ઉત્તમ બંગાળી છોકરી" ને પરણવા માટે તેમણે મને અભિનંદન આપ્યાં અને મને

શરમાવ્યો. તેમણે મને કહ્યું કે ખુદ તેમના જિલ્લા નોઆખલીમાં "ઉત્તમ કાર્યકારો" પાર્ટીમાં છે! હિંદમાં "વધુમાં વધુ સુસંગઠિત પક્ષ" બાંધવા માટે તેમણે મને અભિનંદન આપ્યાં! આવી જ લાગણીમાં તેઓએ ઘણું ઘણું કહ્યું. જો કે તેઓ અમારી સાથે બધા મુદ્દાઓ પર સંમત નથી થતા પણ તેઓ મારા "જોમવાન લખાણ" ની પ્રશંસા કરે છે એવું તેમણે અંતમાં કહ્યું! હું તેમને આ પહેલાં મળ્યો ન હોતો અને તેમની સાથે હું નમ્ર અને ખુશમિજાજમાં હતો.

આ જ માણુસ કોઈ પણ જાતની મુલાકાત વિના તમને મળવા આવે છે. (ડૉ. શ્યામ પ્રસાદના તેઓ દૂત અને સંદેશવાહક હતા.)

રાજાજીની ફોર્મ્યુલાના સંબંધમાં તેમણે મુલાકાત માંગી; અને અમે "રાષ્ટ્રના ધ્યેયને જબરું નુકસાન પહોંચાડ્યું છે" એ કહેવામાં તમારો "મોટા ભાગનો" સમય લીધો. (તમારી સાથેની ડૉ. શ્યામ પ્રસાદની મુલાકાત માટે તેઓ ભૂમિકા તૈયાર કરતા હતા; અને ત્રિશાપિત કમ્યુનિસ્ટોનું તમારા મનમાં કેવુંક સ્થાન છે એની ખાત્રી કરી લેવા માગતા હતા.)

તેઓ તમારી પાસે કાગળો મૂકતા ગયા છે; જેનો તમે અભ્યાસ કરી શક્યા નથી.

તેઓ તમારી પાસે એક છાપેલું પુસ્તક રાખી ગયા છે. તેનું શિર્ષક તમે મને આપ્યું નથી. પરંતુ, ઘણે ભાગે એ કલ્યાણી ભટ્ટાચાર્યનું "વૉર અગેન્સ્ટ ધી પિપલ" હશે એમ હું કલ્પી શકું છું, મેં એ પુસ્તક વાંચ્યું નથી પણ નજર ફેરવી ગયો છું અને ઠઠ્ઠાચિત્રો જોઇ ગયો છું. મને એ મળ્યું ત્યારે મેં અમારી બંગાળ કમિટીને તારથી પૂછાવી જોયું હતું કે, "લોકયુદ્ધ" માં એનો જવાબ આપવો જરૂરી છે કે નહિ. મને જવાબ મળ્યો હતો કે એ માથાકુટ કરવાની જરૂર નથી; કારણ કે તમામ સજ્જન બંગાળીઓને એ વાંચી તેના પર ઘૃણા ઉપજી છે અને એથી તે પાછું ખેંચી લેવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં શું છે? તેમાં તેઓ કહે છે કે હું મેકસવેલનો પિઠુ છું; અને સૂચન કરે છે કે બગાળમાં અમારી સ્ત્રી બિરાદરો વેશ્યાઓ જેવી છે. આ સંબંધમાં હકીકતોનો પૂરાવો શો છે? એક પણ નહિ. પરંતુ, આખાયે પુસ્તકમાં

એવો આક્ષેપ મૂકવામાં આવ્યો છે કે, મેકસવેલ મને અને મારી પાર્ટીને પૈસા આપે છે. બાકીના પુસ્તકમાં આ જ વસ્તુની આજુબાજુ શબ્દોના સાથીઆ પૂરવામાં આવ્યા છે. " સરકારના ભાડુતી દલ્લાલો " જેવાં જુઠ્ઠાણાંને ખુદ તમે સારી રીતે જોઈ શકયા છો. અમારી અનાજ પરત્વેની નીતિ સરકાર તરફી છે કે નહિ, એનો જવાબ હું પાછળથી દર્શાવીશ; પણ, આ પુસ્તક લોકોને કંઈ નક્કર દોરવણી આપે છે? રોટી રમખાણોની, "ક્રાન્તિની"; બંગાળમાં જપાનના દલ્લાલો જેની હિમાયત કરે છે તે કરવાનું લોકોને તે કહે છે. થોડા વખત પછી આ પુસ્તક પર પ્રતિબંધ મૂકાયો; અને મને માહિતી છે ત્યાં સુધી, એક પણ બંગાળી અખબારે આ પ્રતિબંધ સામે વિરોધ ઉઠાવ્યો નથી !

પુસ્તકના લેખકને હું પ્રથમ લઉં. મને માહિતી છે કે એ પુસ્તક તેણે જાતે નથી લખ્યું. ડૉ. શ્યામ પ્રસાદે એ લખાવ્યું છે અને તેની પ્રસિદ્ધિ માટે પૈસા આપ્યા છે.

હવે હું પુસ્તકની વસ્તુ પર આવું. " લોકયુદ્ધ " માં મેં બંગાળના દુકાળ પર લખેલ લેખમાળાનો એ જવાબ છે. બંગાળમાં આ લેખમાળાએ ઉહાપોહ મચાવ્યો; અને શ્રી. ભુલાભાઈ દેસાઈએ અમારા એક બિરાદરને જણાવ્યું હતું કે, બંગાળના દુકાળનું સ્પષ્ટ ચિત્ર તેમને પહેલી જ વાર આપવામાં મેં એ રીતે મદદ કરી છે. આ લેખોને પાછળથી પુસ્તિકારૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા, અને વેચાણની દૃષ્ટિએ પણ તે ઉત્તમ પૂરવાર થઈ. તેની બે અઠવાડિયામાં બે આવૃત્તિ થઈ હતી. એ લેખોમાં મેં શ્યામ પ્રસાદને તેમની નીતિને કારણે સંઘરાખોરોના માણસ તરીકે અને તેમની કાર્યપદ્ધતિને કારણે તેમને કોમવાદી ફાટફૂટિયા તરીકે ખુલ્લા પાડ્યા હતા. કલ્યાણી ભટ્ટાચાર્યની એ પુસ્તિકા, એ મારી આ પુસ્તિકાનો " જવાબ " છે.

બંગાળનો દુકાળ અને તેનાં પરિણામોના અભ્યાસની હું તમારી પાસે આશા રાખતો નથી; મિ. જિન્નાને મળીને રાષ્ટ્રનો મૂળભૂત રાજકીય સવાલ ઉકેલવાના કામમાં તમે રોકાયેલા છો. એ ( મુલાકાત ) થશે તો બંગાળ તરફની તમારી ફરજ તમે અદા કરી ગણાશે એમ હું માનું છું.

તમને પૂરેપૂરો સંતોષ થાય એવો ઉલ્લેખ હું તમારી સામે રજુ કરીશ.

તમે શ્રી...ને ઓળખો છો. મોટા ભાગની હકીકતો મેં એમની પાસેથી મેળવી છે. મારા લેખો જોયા પછી તેઓ મારા પૃથક્કરણ સાથે સંમત થયા. બીજી વાર હું બંગાળ ગયો ત્યારે પોતાની સાથે થોડા વખત રહેવાનું તેમણે મને આમંત્રણ આપ્યું અને અમે વધુ ગાઢ દોસ્તો બન્યા. એ વિખ્યાત બુદ્ધિજીવી છે; તેઓ કમ્યુનિસ્ટ નથી. તેઓ એક બંગાળી દેશભક્ત, વૈજ્ઞાનિક અને ગણિતશાસ્ત્રી છે. કલ્યાણી ભટ્ટાચાર્યની પુસ્તિકા મહેરબાની કરી તેમને મોકલજો અને પૂછી જોજો કે તેઓ એના વિષે અને "લોકયુદ્ધ"માંના બંગાળના અનાજ લેખો વિષે શું માને છે. તેમનો જવાબ વાંચ્યા પછી તમને સમજાશે કે હું કેમ આટલો રોષે ભરાયેલો છું.

એક બીજી વાત : શ્રી...ના કેટલાક વિદ્યાર્થીઓ અને સગાંસંબંધીઓ પાર્ટીમાં છે. તેઓ અને તેમનાં પત્ની અમારી પાર્ટીના કેટલાયે છોકરા-છોકરીઓને પીછાને છે. મારા પરના તમારા બન્ને પત્રો અને મારા જવાબો હાથોહાથ તેમને મોકલો એમ હું ઇચ્છું છું. મને વિશ્વાસ છે કે તેઓ અને તેમનાં પત્ની તમને જણાવશે કે તમે તમારી જાતને નિરર્થક ઘસડાવા દઈ રહ્યા છો.

જીવનના દરેક ક્ષેત્રમાંથી આવતાં બંગાળનાં ઉત્તમ બેટા-બેટીઓના, બંગાળના દાખલાઓ હું તમને આપી શકું તેમ છું. પણ, હું માનું છું, એક બસ થશે.

ડૉ. શ્યામ પ્રસાદ અને તેમના માણસો બંગાળમાં તમારા વિરુદ્ધ પ્રચાર કરે છે. અમે તમને ટેકો આપીએ છીએ એટલું જ નહિ પણ ડૉ. શ્યામ પ્રસાદ સામે ઉભા થઈને લડે એવો વિશ્વાસ અને હિંમત અમે કોન્ગ્રેસજનોમાં મૂકીએ છીએ. આમ છતાં તમે અમારી જ પાસે "ખુલાસા" માગો છો અને ડૉ. શ્યામ પ્રસાદ તથા તેમના માણસોનું કહ્યું તરત તમે માની લો છો!

જો તમે ડૉ. શ્યામ પ્રસાદને મારા કરતાં વધુ વિશ્વસનીય માનતા હો તો અમને બન્નેને લોકોના ઈન્સાફી તખ્ત સામે ઉભા કરો. હું બંગાળ જાઉં અને અમે બન્ને પોતપોતાના વાવટા હેઠળ પોતપોતાની રાજકીય નીતિ અનુસાર આમ સભાઓ ભરીએ; એ હિંદુ સભાના અને હું અમારી પાર્ટીના આશરે આમ સભા બોલાવું. કલકત્તામાં અમારી સભા તેનાથી બમણી અને

જિલ્લાઓમાં તેનાથી ચાર કે દસગણી થશે. હું બંગાળી નથી અને સારો ભાષણ કરનારો નથી; જ્યારે ડૉ. શ્યામપ્રસાદ તો મોટા વક્તા છે. બંગાળનાં ગામડાંઓમાં હું તમારા પ્રતિનિધિની આંખ સામે એવી આમ સભાઓ ઉભી કરી શકું કે એના જેવી આમ સભાઓ, માત્ર તમે એ કમનશીબ જિલ્લાઓની મુલાકાત લો ત્યારે તમે જ કરી શકો.

(બ) **કાલેશ્વર રાવના પત્રના ફકરા વિષે:** કમ્યુનિઝમ વિષે જે જરા પણ જાણે છે અને જેણે હિંદના કોઈ પણ ભાગમાં હિંદી કમ્યુનિસ્ટોને કામ કરતા જોયા છે, તેવા કોઈ પણ પ્રમાણિક માણસને તમે એ બતાવશો તો એને તે નર્યું જુઠ્ઠાણું જ ગણાવશે.

રાજાજી અમારા કમ્યુનમાં આવ્યા છે અને અમારી સાથે જમ્યા છે. જ્યારે મેં એમને મજાકમાં કહ્યું કે, ખોરાકની બાબતમાં તો અમે ગાંધીજીને તેમની જ રીત રસમમાં હરાવવા પ્રયાસ કરી રહ્યા છીએ; ત્યારે તેમણે મને કહ્યું કે, તમારો ખોરાક એમના કરતાં વધુ **સાત્વિક** છે!

શનિવારે અમને દર અઠવાડિયે મટન મળે છે તે દિવસે અને બીજા દિવસોમાં સાદામાં સાદો શાકાહારી ખોરાક અપાય છે, તે બંને દિવસોએ ગેલ્ડર અમારી સાથે જમ્યા છે. તેઓ તમારા જબ્બર પ્રશંસક છે. અમારા ખોરાક વિષે અને અમે કઈ રીતે રહીએ છીએ તે સંબંધે તમે તેમને સહેલાઈથી ગમે ત્યારે પૂછી શકો છો.

શ્રીમતી નાયડુ એક કવિયત્રી છે અને અમારા સંસ્કાર કાર્યક્રમો તેમને બહુ જ ગમે છે. તેઓ અમારા કવિ બિરાદરોને પીછાને છે અને અમારા છોકરા છોકરીઓને નાચતાં–ગાતાં તેમણે નીહાળ્યાં છે. અમે કેવા સંસ્કાર કાર્યક્રમોની હિમાયત કરીએ છીએ અને હિંદની સંસ્કૃતિ માટે અમે શું શું કરીએ છીએ એ વિષે તમે એમને પૂછી જોજો.

અમારી સંસ્કાર–ટુકડી નવા કાર્યક્રમની તૈયારીઓ કરી રહી છે. તમે મુંબઈમાં હો ત્યારે કોઈ પણ વખત, અણધાર્યા આવી ચઢજો. તેમને નાચતાં અને ગાતાં જોઈ તમારું હૃદય ગૌરવથી છલકાઈ આવશે અને તમામ છોકરા છોકરીઓને તમે ભેટી પડશો એવો મને વિશ્વાસ છે. તેઓ સવારે ૮ થી ૧૨ અને સાંજે ૨ થી ૭ નિયમિત રીતે એમની તાલીમ લે છે.

તમારી વાટાઘાટોના અહેવાલો માટે મુંબઇમાં એકઠા થયેલા તમામ પરદેશી પત્રકારો સંસ્કાર ટુકડીને કામ કરતી જોવા અને હિંદી લોક-સંસ્કારનો આછો ખ્યાલ મેળવવા આતુર છે. તેમાંના કોઈ પણ પાછળથી વર્ધા આવે તો, તેમણે શું સાંભળ્યું અને જોયું એ વિષેની તેમની માન્યતા પૂછી લેજો.

કાલેશ્વર રાવે એ પત્ર તમને લખી અમને કેવો અન્યાય કર્યો છે એ જોવામાં તમને મદદરૂપ થાય એ માટે જ ઉપરનું બધું લખાણ છે.

પણ, તમે તો એક વકીલ યે છો. તમે અમારા આંધ્ર પાર્ટીના નેતા સુંદરૈયા અને કાલેશ્વર રાવને બોલાવો. કાગળ વિષે બન્ને સાથે વાતચીત કરો. અને હું આશા રાખુંછું કે આંધ્ર દેશનો સાચો સપૂત અને સત્યનો વધુમાં વધુ ઉપાસક કોણ છે એ તમને પંદર મિનિટમાં જણાઈ આવશે.

તમને એમ લાગે કે તમે કોઈ નિર્ણય પર આવી શકો તેમ નથી. તો આંધ્રના લોકો સમક્ષ તમે યોગ્ય "ઇન્સાફ" ગોઠવો, રાજાજી અથવા તો શ્રીમતી નાયડુને તમે "ન્યાયાધીશ" નીમી શકો છો; તેઓ રાષ્ટ્રના માનીતા નેતાઓ છે, અને એમને અમારી સામે પૂર્વગ્રહો નથી. ૫૦,૦૦૦ કિસાનોની—તમામ પેઢીઓના સ્ત્રી-પુરુષો અને તેમનાં બાળકોની હાજરી, સંપૂર્ણ શિસ્ત અને વ્યવસ્થાની હું તમને ખાત્રી આપું છું. કાલેશ્વર રાવ "તહોમત મૂકનાર" વકીલનું ભાષણ કરે અને તેમના સાક્ષીઓને રજુ કરે. સુંદરૈયા કોઈ પણ સાક્ષી ઉભો કરશે નહિ પણ, ફક્ત ભાષણ જ કરશે. અને જેમણે કાલેશ્વર રાવ તથા સુંદરૈયા બન્નેને જન્મ આપ્યો છે તે જનતારૂપી "જ્યુરી"ના ન્યાયની નોંધ "ન્યાયધીશ" કરી લેશે.

કાલેશ્વર રાવના પત્રમાં અને તમે મને મોકલ્યો તેમાં, વધુમાં વધુ મારું મને લાગ્યું હોય તો તે એની અમારી સ્ત્રી-પુરુષ સંબંધ વિષેની ચેલેન્જ છે. તમને હું એ વાત જણાવવા ઇચ્છું છું કે, સભ્યોના અંગત અને રાજકીય જીવનનું, તેમના સમગ્ર જીવનનું માર્ગદર્શન, વિવેચન અને ઘડતર જો કોઈ પણ પક્ષમાં થતું હોય તે અમારો જ પક્ષ છે. જાતીય અધઃપતન માટે અમારા પક્ષમાં તત્કાલ રુખસદની શિક્ષા છે. ખુદ કોન્ગ્રેસમાં હતી તે કરતાં વધારે ટકા સ્ત્રીઓ અમારા પક્ષમાં છે; અને બુઢ્ઢી દાદીઓથી માંડીને અપરિણીત છોકરીઓ સુધીના ખડેપગાં સ્ત્રી કાર્યકરો, કોન્ગ્રેસમાં કોઈ કાળે હતા તે

કરતાં વિશેષ અમારા પક્ષમાં છે. જ્યારે અમારી સ્ત્રીપુરુષ સંબંધની નીતિ પર કોઇ બદનામી ભર્યો હલ્લો કરે છે ત્યારે, એક સામાન્ય માણસને તેની મા-બહેનો વિષે ગંદી બદનામી કરવામાં આવે અને તેને ખરાબ લાગે એટલું જ ખરાબ અમને લાગ્યું છે, એ તમે જોઈ શક્યા હશો એવી હું આશા રાખું છું.

કાલેશ્વર રાવના નિવેદનની કેટલી કિંમત છે અને તેમના આક્ષેપોમાં તેઓ કેવા આંધળા બની ગયા છે, તે એન્ગલ્સના પુસ્તકની તેમની સંપૂર્ણ ઉલટસુલટ રજુઆત પરથી જોઈ શકાય છે. "સમાજની ક્રાંતિ, મિલ્કત અને રાજ્ય" પરનું એન્ગલ્સનું પુસ્તક, માનવલગ્નનો ઇતિહાસ અને મિલ્કત તથા રાજ્યના વિકાસને લગતો વૈજ્ઞાનિક અભ્યાસ રજુ કરે છે. માર્કસની સાથમાં કમ્યુનિઝમની સ્થાપના કરનાર એન્ગલ્સ એ પુસ્તકમાં, લગ્ન કેવી રીતે વધુ ને વધુ એક પત્નીત્વવાળાં બન્યાં અને સમાજનો વિકાસ થતો ગયો તેમ તેમ લગ્નનાં અગાઉનાં સ્વરૂપોને સમાજે કેવી રીતે છોડી દીધાં, એ વાત ઐતિહાસિક દૃષ્ટિએ બતાવે છે. માનવ સમાજના શૈશવ કાળમાં એક વખત સમૂહ લગ્નનું સ્વરૂપ હતું, એનો નિર્દેશ તે (એન્ગલ્સ) આ જ સંબંધમાં કરે છે. એન્ગલ્સે સમૂહ લગ્નની હિમાયત કરી હતી એવો આક્ષેપ કરવો એ હકીકતને હલકટ અને વિકૃત સ્વરૂપે રજુ કરવાનો દાખલો છે; જેનો જોટો તમને ક્યાંય મળશે નહિ. આ રીતે તો ઐતિહાસિક અન્વેષણ અશક્ય જ બને. એન્ગલ્સે, એથી ઉલટું, એવું પ્રતિપાદિત કર્યું છે કે, એક પત્નીત્વવાળાં લગ્નો તો માનવ લગ્નનો વિકાસ બતાવે છે—સમૂહ લગ્નો સંબંધેની કાલેશ્વર રાવની ગેરરજુઆતને આ વિધાન જુઠાણાં તરીકે સાબીત કરે છે.

વેવેલે તમારી "બુદ્ધિચાતુરી," "અનુભવ" અને "આર્ષદૃષ્ટિ"ને અંજલિ આપી અને કોન્ગ્રેસનું પ્રતિનિધિત્વ ધરાવનારામાં "અતિશય શક્તિ અને ઉચ્ચ મનોભાવના"નો સ્વીકાર કર્યો. તમે એનો યોગ્ય જવાબ વાળ્યો કે ત્યારે શા માટે તમારામાં એ વિશ્વાસ મૂકતા નથી?

તમે મને લખો છો કે, "હું તમારું મૂલ્ય સમજું છું. હું મારી જાતને જેટલો નિ:સ્વાર્થી માનું છું એટલા જ નિઃસ્વાર્થી સ્ત્રી-પુરુષો તમારી પાસે છે. તમે બધા મહેનતુ છો અને ઘણી શક્તિ ધરાવો છો; તમે તમારા કાર્યકરો પાસે કડક શિસ્ત માગો છો. આ બધાની હું કદર અને પ્રશંસા કરું છું."

કોઇ પણ સભ્ય સમાજમાં જે બાબતમાં માણસના શબ્દો સ્વીકારી લેવામાં આવે છે, તે બાબતમાંય જેમ વેવેલ તમારામાં વિશ્વાસ મૂકતા નથી, તેમ તમે પણ મારા શબ્દોમાં વિશ્વાસ મૂકતા નથી.

વેવેલ તમારી અને કોન્ગ્રેસ તરફ જેવો વર્તાવ રાખે છે, તેવો વર્તાવ તમે મારા અને અમારા પક્ષ તરફ રાખો છો, ત્યારે મને દિલમાં કેવું થતું હશે તેનો મહેરબાની કરીને વિચાર કરો.

બીજું, ઓગસ્ટ એ. આઈ. સી. સી. ની ઐતિહાસિક બેઠકમાં કમ્યુનિસ્ટ પ્રતિનિધિઓના શબ્દો તમે કદિયે યાદ કર્યા છે? તેઓએ તમને શું કરવાની પ્રાર્થના કરી હતી?—ક્રિયાત્મક ભાગ (પગલાં ભરવા વિષેનો ફકરો) દૂર કરી તેની જગ્યાએ આત્મનિર્ણયનો સ્વીકાર અને લીગ સાથે તાત્કાલિક વાટાઘાટ કરવાની હકીકતમાં તમે આજે જે કરો છો તે જ એ હતું.

તેઓએ શાની સામે ચેતવણી આપી હતી? તમારી ધરપકડ થયા પછી જે તાત્કાલિક બન્યું અને જે તેમણે પોતાનાં ભાષણોમાં ભાખ્યું હતું તે સામે જ. તમને જેવી તક મળી કે તુરત ખુદ તમે જેનો જેલમાંથી ઈન્કાર કર્યો, પણ બહારના લોકો જાણી શક્યા નહિ, તેજ વાતની કમ્યુનિસ્ટોએ ચેતવણી આપી હતી. તમે જેલમાંથી ભાંગફોડનો ઈન્કાર કર્યો, અમે બહાર તેની સામે લડ્યા. અને તે પણ એવે વખતે કે જ્યારે તમારા અનુયાયીઓ ગણાતા ઘસડાઈ ગયા હતા ત્યારે. તમે રાજાજીને જિન્ના સાથે વાટાઘાટો કરવાનું કહ્યું હતું; અને એમની ફોર્મ્યુલાનો સ્વીકાર કર્યો છે એ વિષે કંઈ પણ ન જાણવા છતાંયે, જ્યારે મોટા ભાગના કોન્ગ્રેસજનો અને લીગીજનોમાં વિશ્વાસ નહોતો ત્યારે અમે આત્મનિર્ણય અને કોન્ગ્રેસ–લીગ એકતાને લોકપ્રિય બનાવ્યાં.

અંતમાં, આ પત્ર મેં પહેલાં ન લખ્યો કારણ કે તમે મુંબઈ આવશો એમ હું માનતો હતો. તમે એકાગ્ર રીતે તમારું ચિત્ત મિ. જિન્ના સાથે સમાધાન કરવામાં લગાવી શકો એ માટે હું તમારા વખત પર તરાપ મારવાનું ઇચ્છતો ન હોઈ મેં તમે અહીં આવ્યા કે તુરત આ પત્ર તમને ન મોકલ્યો. હવે તેમની (જિન્ના) સાથેની તમારી વાતચીતનો આજે છેલ્લો દિવસ લેખાય છે એ વખતે હું તમને એ મોકલું છું.

તમારી ફુરસદે આ કાગળ વાંચો એમ હું ઇચ્છું છું. અમારી પ્રમાણિકતા વિષેના પ્રશ્ન પર હું તમને આ છેલ્લી વખત લખી રહ્યો છું. તમે જે મોકલો

છો એ છેક જ શરમજનક છે અને તમારી સામે અમારું દિલ ખોલ્યા પછી અમારે એ શા માટે સહન કરી લેવું એનું હું કારણ જોતો નથી.

સામાન્ય પરિસ્થિતિમાં અમારી પાર્ટીના દરજ્જાને ન છાજે એવી દરખાસ્ત હું તમને કરું છું. આપણો પરસ્પરનો વિશ્વાસ ધરાવતા કોઈ જાણીતા દેશભક્ત, દા. ત. શ્રીમતી નાયડુ, રાજાજી અથવા ભૂલાભાઈ સામે તમે તમારી સારીયે કમ્યુનિસ્ટ વિરોધી ફાઇલ મૂકો. આ ત્રણે તમારા જૂના સાથીદારો છે અને અમારો ખ્યાલ છે કે, તેઓને અમારા તરફ પૂર્વગ્રહ નથી. ફાઇલની એક નકલ મને આપો અને કોઈ પણ મુદ્દા પર સમજુતી આપવા તેઓ મને કહે. મને ખાત્રી છે કે તેમનો અહેવાલ વાંચ્યા પછી તમે કમ્યુનિસ્ટ વિરોધી ફાઇલને સળગાવી નાખવા કહેશો.

તમને મારી વાતનો સ્વીકાર કરાવવા આથી વધુ હું કાંઈ કરી શકું તેમ નથી એ સાથે તમે સંમત થશો એવી હું આશા રાખું છું.

આના જવાબની હું આશા રાખું છું; પણ જો તમને સંતોષ ન થયો હોય તો, જુઠ્ઠાણાં ફેલાવનારાઓ તરફથી રાજકીય કારણો સર તમારા પર મોકલાતી મૂર્ખાઇભરી વાતોથી અમને કંઈ નહિ તો મુક્ત રાખશો એવી આશા રાખું છું. કોઈ પણ રાજકીય પ્રશ્ન પર તમારે અમારા વિચારો જાણવા હોય અને જનતાની કોઈ પણ ખાસ સેવા તમે અમને સોંપવા માગતા હો તો તેને માટે માત્ર તમારા એક કહેણની સાથે જ અમે તૈયાર થઈશું.

રાષ્ટ્રના એક પિતા તરીકેની અમારા તરફની તમારી ફરજ બજાવવામાં તમારી નિષ્ફળતા અમને વધુ ને વધુ લાગશે તેમ તેમ અમે રાષ્ટ્રના બેટાઓ તરીકેની અમારી ફરજ બજાવવા વધુ ને વધુ મથશું. અને એક દિવસ જરૂર અમને તમારા આશિર્વાદ મળશે.

કમ્યુનિસ્ટ પાર્ટીમાં અમારે કોઈ પણ જાતની અંગત સત્તા હોતી નથી એ તમે જાણતા હશો એમ હું માનું છું. મેં તમને જે કાગળો લખ્યા છે તે અમારા પક્ષની નેતાગીરી વતી લખાયા છે; જે, મને કહેતાં ગૌરવ ઉપજે છે કે, કોઈ પણ જાતના આંતરિક વર્તુલો અને જૂથોમાં માનતી નથી.

સાદર અભિનંદન પૂર્વક,

**પી. સી. જોશી**

## ૮. મહાત્મા ગાંધીનો પૂરનચંદ્ર જોશી પરનો પત્ર

"બિરલા હાઉસ"
માઉન્ટ પ્લેઝન્ટ રોડ
મલબાર હિલ
મુંબઈ
૧૫ મી સપ્ટેમ્બર, ૧૯૪૪.

વ્હાલા જોશી,

તમારા પત્ર માટે ઘણો આભાર.

તમે જે આવેશમાં પત્ર લખ્યો છે તે પર હું ધ્યાન આપતો નથી. મારી ભાષાથી તમને જે દુઃખ થયું એ માટે મારે માફી માંગવી જોઈએ. મારી વાત પર વિશ્વાસ રાખજો કે, મેં તમામ શુભ ભાવનાઓથી લખ્યું હતું. મારા પૂર્વગ્રહો પણ જો હું ન રજુ કરું તો હું પાર્ટીની નજીક ન આવી શકું. મેં તમારી સલાહ માન્ય રાખી છે. મેં તમારો પત્ર ભૂલાભાઇના હાથમાં મૂકયો છે અને મને સલાહ આપવા તથા માર્ગદર્શન કરવા જણાવ્યું છે.

સીધા કાગળો લખી હું તમને પરેશાન નહિ કરું. તમે જણાવેલા સમાન મિત્રો મારફત તમને સમજાવવાનો હું પ્રયાસ કરીશ. સરોજિની દેવી શ્રી ભૂલાભાઇ સાથે છે. રાજાજી મારી સાથે છે. શ્રી. ભૂલાભાઈ પાસેથી પાછો મળ્યે તમારો પત્ર હું તેમને ( રાજાજીને ) બતાવીશ.

તમારો વિશ્વાસુ,
**એમ. કે. ગાંધી**

## ૯. પૂરનચંદ્ર જોશીનો મહાત્મા ગાંધી પરનો પત્ર

મુંબઈ
૨૮ મી સપ્ટેમ્બર, ૧૯૪૪

વ્હાલા ગાંધીજી,

૧૫ મી સપ્ટેમ્બરના તમારા પત્રનો સ્વીકાર, તે લાવનાર સ્વયંસેવકદ્વારા જ મેં કર્યો હતો. જિન્ના સાહેબ સાથેની મુલાકાત સિવાય બીજે તમે

ક્યાંય ધ્યાન ન લગાવો એવું હું ઇચ્છતો હોઈ મેં અગાઉ તેનો જવાબ ન આપ્યો. કમનસીબે વાટાઘાટો પડી ભાંગી છે; એથી, હું તમને થોડા શબ્દો લખી રહ્યો છું.

મારા પત્રની ગરમી તમને બીનજરૂરી જણાઈ હોય તો એ માટે હું દીલગીર છું. તમે જે લખ્યું હતું એ વાંચી અમને ખૂબ જ દુઃખ થયું હતું અને હું જેને વ્યાજબી ગણી શકું તેવો ક્રોધ આવ્યો હતો. કમ્યુનિસ્ટ જો કટ્ટર રીતે નિખાલસ ન હોય તો એ કંઈ નથી. તમારી નિખાલસતા પ્રત્યે સમભાવથી જોવાનું કહેવાની જરૂર જ ન હોય. સારીયે જનતા એ વિષે જાણે છે; અને અમે જો એવું ન માનતા હોત તો હું તમારી સાથે પત્રવ્યવહારમાં ઉતર્યો ન હોત; તમને જે લખ્યું તે લખ્યું ન હોત અને મેં કરેલી ઓફર પણ ન કરી હોત.

અમારી પાર્ટી સામેનાં જુઠ્ઠાણાં વિષે રાજાજી, ભૂલાભાઈ અને સરોજિની દેવીની તમને શું સલાહ છે તેની અમે આતુરતાપૂર્વક રાહ જોઇએ છીએ. અમારા તરફના વ્યાજબી વર્તાવ અને દેશના હિતોની દૃષ્ટિએ આ વસ્તુને ટાળી ન દેતાં તમારે નિશ્ચય કરી નાખવો જોઇએ. મને ખાત્રી છે કે તમારો આ પછીનો પત્ર બદનામી કરનારાઓને તેમની જગ્યાઓ ચીંધી દેશે; અને અનાજ, મુસ્લિમો તથા આંતરરાષ્ટ્રીય બનાવો વિષે લખવાનું મેં તમને વચન આપ્યું હતું તે પૂરું કરવાનું તમે મને કહેશો. આપણા રાષ્ટ્રને તમે તેના નિયત ધ્યેયે લઈ જાવ એ અમારી મોટામાં મોટી ઇચ્છા છે; રોજિંદા સવાલો પર તમારાથી જુદા પડવાનું અમને કોઈ કારણ નહિ હોય. અમે જેને અમારી સાચી માતા ગણીએ છીએ તે આપણી મહાન પ્રજાના નિર્લેપ આશિર્વાદ મેળવવાનો અમારો હંમેશાં સહૃદયી પ્રયાસ રહ્યો છે.

સાદર અભિનંદન સાથે,

પી. સી. જોશી

## ૧૦. પૂરનચંદ્ર જોશીનો મહાત્મા ગાંધી પરનો પત્ર

મુંબઈ
૧ લી ફેબ્રુઆરી, ૧૯૪૫

વ્હાલા ગાંધીજી,

તમારા પરનો મારો છેલ્લો પત્ર તા. ૨૮ મી સપ્ટેમ્બર, ૧૯૪૪ નો છે. અગાઉના પત્રમાં તમે વચન આપ્યું હતું કે, અમારી નૈતિક પ્રમાણિકતાના

પ્રશ્નને અને જેને હું તમારી કમ્યુનિસ્ટ વિરોધી ફાઈલ કહું છું તેને તમારા સન્માનિત સાથીદારોના હાથમાં સોંપશો. તેઓ તેમના અનુમાનો પર આવ્યા હશે અને તમારી સામે અહેવાલ રજુ કર્યો હશે એવી આશા રાખું છું. છતાં તમારા તરફથી મને કંઈ જ જાણવા મળ્યું નથી.

કદાચ તમને ખબર નહિ હોય કે, હમણાં હમણાંની કોન્ગ્રેસજનોની પરિષદોમાં, અને બીજી રીતેય તમારું માનસ સમજવાનો ઢોંગ કરનારાઓ તમારા નામનો અમારી સામે ઉપયોગ કરી રહ્યા છે. તેઓ તમારા નામે જે મોટા ભાગની વાતો કરે છે તે તમે કદિયે કહ્યું નહિ હોય એ હું જાણું છું. પરંતુ, તમે મને પૂછેલા સવાલો પરનો તમારી સાથેનો મારો પત્રવ્યવહાર પૂરો થાય નહિ ત્યાંસુધી મારા હોઠ સીવાએલા છે; અમારા પ્રાથમિક દેશાભિમાન તથા નૈતિક પ્રમાણિકતા વિષે શંકા લાવતા એ અતિ ગંભીર પ્રશ્નો છે. આપણી મહાન પ્રજાનાં અમે નાલાયક બાળકો નથી એવા અનુમાન પર તમે કોન્ગ્રેસ કારોબારીના તમારા સાથીઓની મદદથી આવ્યા હશો જ એવી હું આશા રાખું છું.

દુનિયામાં મહાન બનાવો બની રહ્યા છે, જ્યારે આપણો દેશ ટુકડે ટુકડા થઈ રહ્યો છે. મહાન રાજકીય બનાવો વિષે તમને લખવા અમે આતુર છીએ; પરંતુ, પહેલાં મેં તમને લખ્યું હતું એ પ્રમાણે, તમે અમારી બૌદ્ધિક પ્રમાણિકતા અને નૈતિક સચ્ચાઈનો સ્વીકાર ન કરો ત્યાંસુધી એ તમારા અને મારા સમયનો દુર્વ્યય છે.

તમે 'દુઃખિત પક્ષ' છો એવું તમે માનો છો એવું મને ડૉ. મહમુદ પાસેથી જાણવા મળે છે. અમને તો એથી ઉલટું જ લાગે છે. અલબત, માઠું લગાડવાનો મારો કોઈ ઈરાદો નહોતો. પરંતુ, મારી પાર્ટીની થતી બદનામી સામે મેં માત્ર મારો વિરોધ વ્યક્ત કર્યો હતો. અને સીધે સીધા ઇન્સાફના તખ્ત સામે ઉભવાની તૈયારી બતાવી હતી. એ સિવાય બીજું હું શું કરી શકું એ મને સમજાતું નથી. શ્રી. ભુલાભાઈ અને શ્રીમતી નાયડુએ આ વસ્તુમાં ઝડપ કરવાનું વચન આપ્યું છે પરંતુ, તેમના તરફથી મેં કશું જ સાંભળ્યું નથી. પોતાને જે કૈં જણાવવાનું હતું તે સઘળું તમને ક્યારનુંયે તેમણે જણાવી દીધું છે એવું રાજાજીએ મને કહ્યું હતું.

તમારાથી બનતી ત્વરાએ જવાબ આપવાની અને તમારા સાથીઓ તમારા માટે ઝડપથી અહેવાલ તૈયાર કરે એવી વિનંતી હું તમને કરી શકું ?

જવાબ લેવા માટે અને જવાબ આપી શકે તેવા વધુ સવાલોના ઉત્તર આપવા માટે હું મોહનને મોકલી શકું. ત્રણ અઠવાડિયાં માટે આજે હું બંગાળ જાઉં છું. પાછો ફરું એ સમયમાં તમારા જવાબ તૈયાર થઈ ગયા હશે ? મારી ગેરહાજરીમાં મોહન ઘણા કામમાં હશે; એટલે, ફેબ્રુઆરીમાં એને ત્યાં આવવું ઘણું મુશ્કેલ પડશે— સિવાય કે તમારે તેની ખાસ જરૂર હોય. પરંતુ, ૭ મી માર્ચ પછીની કોઈ પણ તારીખ ઉત્તમ હશે.

સાદર અભિનંદન સાથે,

તમારો વિશ્વાસુ,
**પી. સી. જોશી**

## ૧૧. મહાત્મા ગાંધીનો પૂરનચંદ્ર જોશી પરનો પત્ર

સેવાગ્રામ,
૫ મી ફેબ્રુઆરી, ૧૯૪૫

ભાઈ જોશી,

તમારો પત્ર મળ્યો. તેનો રાષ્ટ્ર ભાષામાં જવાબ આપું ?*

મેં તમને ન લખ્યું કારણ કે, તમે જ મને એમ કરવા જણાવ્યું હતું. હા, તમે સાચા છો કે, ફરિયાદ મારી હતી. હું તમારી નજીક આવવા માંગતો હતો. મેં તમને જે પૂછ્યું હતું તે સાફ કરવા, મેં લખ્યું. એટલે એ સંબંધે ગુસ્સો કરવાને કારણ નથી.

મેં સઘળું ભૂલાભાઈને સોંપ્યું છે. એક બાબત વિષે કેટલીક મુશ્કેલી હતી. રાજાજીએ ના પાડી, કારણ તે પક્ષકાર ગણાય છે. મેં મારા વિચારો ક્યારનાયે જણાવ્યા છે. તમે એ જોયા હશે. હું કમ્યુનિસ્ટોની હજી વધુ નજીક આવવા માગું છું. પરંતુ, મારા પર ફરિયાદો આવ્યે જ રાખે છે. મેં ભાઈ

---

* હિંદીમાં લખાયેલા મૂળ પત્રનો આ અનુવાદ છે.

હબીબને પણ બધું જણાવ્યું છે. મોહનને આવવાની જરૂર નથી. પરંતુ, એને આવવું હોય તો ભલે આવે.

તમારો,

**એમ. કે. ગાંધી**

## ૧૨. પૂરનચંદ્ર જોશીનો મહાત્મા ગાંધી પરનો પત્ર

મુંબઈ

૧ લી મે, ૧૯૪૫

વ્હાલા ગાંધીજી,

આપણે છેલ્લો પત્રવ્યવહાર કર્યાને લગભગ ત્રણ મહિના થયા. અને આપણો પત્રવ્યવહાર શરુ થયાને તો અગિયાર મહિના થયા. મારી પાર્ટીનાં વિરોધી અખબારોમાં આપણા પત્રવ્યવહાર વિષે કેટલાંક ખોટાં વિધાનો પ્રગટ થયાં છે એ તમારે જાણવું જોઈએ. આપણા વચ્ચેનો પત્રવ્યવહાર હજી ચાલુ હતો એટલે મેં એનો જવાબ નથી વાળ્યો; પરંતુ, જેમ બને તેમ જલ્દીથી આપણે કોઈ સમજુતી પર આવીએ એ બાબત હું સ્વાભાવિકપણે આતુર છું.

આથી, આ બાબતમાં વાતચીત કરવા હું મોહનને મોકલવા ઈચ્છું છું. ૧૦ મી મે ને ગુરુવારે અથવા તો ૧૭ મી મે ને ગુરુવારે, આ બેમાંથી તમને જે વધુ અનુકૂળ તારીખ હોય તે તારીખે સાંજે તે તમને મહાબળેશ્વર મળવા આવી શકે. આ લાવનાર મારફતે તમને કઈ તારીખ વધુમાં વધુ અનુકૂળ પડશે અને તમારા રહેઠાણે એ કયા સમયે આવે એમ તમે ઈચ્છો છો એ મહેરબાની કરી મને જણાવશો !

સાદર અભિનંદન સાથે,

**પી. સી. જોશી**

## ૧૩. મહાત્મા ગાંધીનો પૂરનચંદ્ર જોશી પરનો પત્ર

મહાબળેશ્વર
૩ જી મે, ૧૯૪૫

વ્હાલા જોશી,

તમારી માયાળુ ચિઠ્ઠી મળી.

અખબારોમાં પ્રગટ થતા અસત્ય અહેવાલોનો જવાબ વાળવા માટે આપણા પત્રવ્યવહારના અંતની રાહ જોવી જરૂરી નથી. એ એક બાજુએ રાખીએ પણ, જો મોહનને ગુરુવાર જ મળી શકતો હોય તો તે આ માસની ૨૪ મી તારીખે આવી શકે. ઓછામાં ઓછી ૧૦ મી તારીખ સુધી હું તબીબી સારવાર લેવાનો છું અને ૧૭ મી એ મારે એક સભા છે, જે કદાચ ૩ દિવસ ચાલશે.

તમારો વિશ્વાસુ
**એમ. કે. ગાંધી**

## ૧૪. મહાત્મા ગાંધીનો જવાબ

મહાત્માજી અને પૂરનચંદ્ર જોશી વચ્ચેનો પત્રવ્યવહાર પ્રગટ કરવાની જોશી વતી મોહન કુમારમંગલમે રજા માગી હતી. તે વિનંતીના જવાબમાં, અને શ્રી ભૂલાભાઈ દેસાઇને સોંપવામાં આવેલા પશ્નો પરત્વેના તેમના નિર્ણયને ઝડપી બનાવવાની વિનંતીનો જવાબ આપતાં મહાત્માજીએ કહ્યું કે —

"કોઈ પણ સમયે તમને મળવા હું ખુશી હતો એટલે મેં જોશીને 'હા' કહી. પરંતુ, આ બે સવાલોના જવાબો બે લીટીમાં આપી શકાયા હોત. જોશી સાથેનો મારો પત્રવ્યવહાર કદિયે ખાનગી ન હોતો. કોઈ પણ પ્રસંગે તેને તુરતાતુરત પ્રગટ કરી શકાય. હું માનું છું કે મારા એક પત્રમાં મેં આ કહ્યું હતું. હું ભૂલાભાઈ પાસે ઉતાવળ કરાવી શકું નહિ. મેં તેમને બધા કાગળો મોકલાવ્યા છે. તેમને ફાવે એ દિવસે તેઓ પોતાનો અભિપ્રાય આપી શકે. મારી બીક તો એ છે કે, એ પણ નિર્ણય નહિ હોય. મારી પાસેના કાગળો વિષેનો એક પ્રખ્યાત ધારાશાસ્ત્રીનો એ અભિપ્રાય માત્ર હશે. મારો અભિપ્રાય પણ

હજુ ઘડાયો નથી. હું ઉતાવળિયો ન્યાય તોળવા માંગતો નથી. ઘણા પ્રમાણિક કૅાન્ગ્રેસજનો મારી પાસે આવે છે અને જુદા જુદા પ્રાંતોમાંથી લખે છે કે, કમ્યુનિસ્ટોને પોતાની પાર્ટી જીવંત રાખવા સિવાય અને જે હાથે ચઢે તે લાકડી વડે પોતાના વિરોધીઓને ઝૂડવા સિવાય કોઈ સિદ્ધાંત નથી. પણ હું આ પૂરાવાના આધારે ય મારો અભિપ્રાય બાંધવા માંગતો નથી. તમને, બાટલીવાલાને, જોશી યા તો લખનૌના હબીબને નાલાયક ગણવાની હું હિંમત કરી શકું નહિ. હું માનું છું કે, એ (હબીબ) લગભગ એક મહિના સુધી મારી સાથે હતો. એ એના પિતા* માટે આવ્યો હતો. મને એ બહુ ગમ્યો છે. સમગ્ર રીતે હું રાજાજી સાથે મળતો થાઉં છું કે, તમારે ન્યાયના તખ્ત સામે ઉભા થવાની ના પાડવી જોઇએ. એક રાજકીય પક્ષનો હું ન્યાય તોળવા માંગતો નથી. હું મિત્રોને તેમના પોતાના જ્ઞાન પ્રમાણે અને નહિ કે મારા ન્યાય પ્રમાણે—જે સંપૂર્ણ પૂરાવાને અભાવે સાચું ન પણ હોય—વર્તવા કહું છું."

મહાબળેશ્વર
૨૪ મી મે, ૧૯૪૫

---

* કોન્ગ્રેસ કારોબારીના સભ્ય ડૅા. મહમુદ

પરિશિષ્ટ : ૧

# (હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિએ ૧૯૪૨ ના સપ્ટેંબરની ૨૦ મી તારીખની બેઠકમાં પસાર કરેલો ઠરાવ)

## ૧. શાહીવાદી દમન

૧૯૪૨ ની ૯ મી ઓગસ્ટે રાષ્ટ્રીય નેતાઓની ધરપકડ બાદ, શાહીવાદી નોકરશાહીએ લોકો પર છોડી મૂકેલા લોહી અને ત્રાસના લશ્કરી તેમજ પોલિસ-રાજને હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિની આ વિસ્તૃત બેઠક સાફ સાફ શબ્દોમાં વખોડી કાઢે છે. દેશને આવી ગંભીર અને ખતરનાક કટોકટીમાં હોમી દેવાની મુખ્ય જવાબદારી બ્રિટિશ સરકારની છે. આવી ખતરનાક કટોકટીને કારણે હિંદની રક્ષા અને આઝાદી જ નહિ બલ્કે સંયુકત રાષ્ટ્રોની આઝાદીવાંચ્છુ પ્રજાઓનું ધ્યેય પણ જોખમાય છે. રાષ્ટ્રની નેતાગીરીએ સંયુકત રાષ્ટ્રોના સાથમાં રહીને દેશના સશસ્ત્ર બચાવ માટે લોકોને એક અને સંગઠિત કરવાની સંપૂર્ણ જવાબદારી ઉઠાવવાની, અને એ રીતે ફાસિવાદી આક્રમણ સામેના દુનિયાના આઝાદીના સંગ્રામમાં પોતાનો સંપૂર્ણ હિસ્સો આપવાની તૈયારી બતાવી હતી. આ માટે હિંદની આઝાદી માન્ય કરવાની તથા લોકોનો વિશ્વાસ ધરાવતી ને હિંદના મહાન રાજકીય પક્ષોના ટેકાવાળી કામચલાઉ સરકાર સ્થાપવાની તેણે શર્ત રજુ કરી હતી. પરંતુ, હિંદના લોકોની મૈત્રી અને દોસ્તીનો હાથ સ્વીકારવાને બદલે બ્રિટિશ સરકારે સતત રીતે સત્તા છોડવાનો ઇન્કાર કર્યો છે. આપણા રાષ્ટ્રીય વિખવાદનો અને આપણી રાષ્ટ્રીય નેતાગીરીની હતાશા તેમજ આંધળિયાંનો લાભ ઉઠાવી તેણે લોકો સામે યુદ્ધ આદર્યું છે; તેણે દેશવ્યાપી ઘર્ષણો પેદા કર્યાં છે; જેનો પાંચમી કતારિયા અને જપાની દલાલો સંપૂર્ણ લાભ ઉઠાવી રહ્યા છે. બ્રિટિશ સરકારના સુકાનીની સત્તાની રૂએ બોલતા ચર્ચિલે આ પ્રત્યાઘાતી શાહીવાદી નીતિને છેક અંત સુધી ચાલુ રાખવાની ધમકી આપી છે.

## ૨. પાંચમી કતારિયા ને વિનાશખોર નીતિ

બ્રિટિશ સરકારની નીતિ વિનાશખોર અને પાંચમી કતારિયા નીતિ છે. હિંદની જનતાને માથે બ્રહ્મદેશ અને મલાયાનું ઘોર ભાવિ ઉતારવાની એ

તૈયારી કરે છે. બ્રિટિશ અને અમેરિકન લોકોના હિતને, સોવિયેત તથા ચીની જનતાના ધ્યેયની પીઠમાં છરી હુલાવે છે. કમ્યુનિસ્ટ પાર્ટી બ્રિટિશ સરકારને ચેતવે છે કે જો તે આ નીતિ ચાલુ રાખશે, કોંગ્રેસને કચડવાના પ્રયત્નો કરશે તો તે બ્રિટિશ અને હિંદી જનતા માટે સમાન આફત ઉભી કરવામાં જ સફળ થશે. દિન બ દિન વધુને વધુ તંગ બનતી જતી ખતરનાક પરિસ્થિતિમાંથી ઉગરવાનો માત્ર એક રસ્તો છે : આ રસ્તો છે, લોકો અને કોંગ્રેસ સામેનો દમનનો હુલ્લો બંધ કરવાનો; મહાત્મા ગાંધી અને અન્ય કોંગ્રેસ આગેવાનોને મુક્ત કરવાનો; કોંગ્રેસ પરનો પ્રતિબંધ ઉઠાવી લેવાનો; અને સંયુક્ત રાષ્ટ્રોના સાથમાં રહી દેશના બચાવ તથા આઝાદી માટે લોકોને સંગઠિત કરવાનો નિર્ધાર કરી સંપૂર્ણ સત્તા હાથમાં લઇ શકે તેવી કામચલાઉ રાષ્ટ્રીય સરકારની સ્થાપના માટે કોંગ્રેસ અને અન્ય રાજકીય પક્ષો, તેમાંયે ખાસ કરીને કોંગ્રેસ અને મુસ્લિમ લીગ સાથે વાટાઘાટો શરૂ કરવાનો. હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીએ, આ રાષ્ટ્રીય કટોકટીને ઉકેલવા રાષ્ટ્રીય એકતા ઘડી કાઢવાની પ્રતિજ્ઞા લીધી છે. આ મુક્તિસંગ્રામમાં સમાન વિજયનો રાહ ખુલ્લો થાય એ માટે, હિંદના લોકોની આ ન્યાયી માગણીઓ સંતોષવા બ્રિટિશ સરકાર પર દબાણ લાવવાની અમે બ્રિટિશ અને અમેરિકાના કામદારો તથા પ્રગતિશીલ લોકોને અપીલ કરીએ છીએ.

### ૩. ભાંગફોડ અને અંધાધૂંધીની જૂંબેશ

કોંગ્રેસ નેતાઓની ધરપકડે અને પાગલ નોકરશાહીએ છૂટા મૂકેલા તથા રોજ રોજ કારમા બનતા જતા દમનરાજે દેશ ભરમાં લોકોના રોષ અને ઘર્ષણોની આગ ચેતાવી છે. પ્રામાણિક પણ ભાન ભૂલેલા દેશભક્તોનો સમૂહ, આ લોકજુવાળને સંગઠિત કરી, દેશની આઝાદી માટેની કોંગ્રેસની લડતનું રૂપ આપી દોરવાનો પ્રયાસ કરી રહ્યો છે. વાહનવ્યવહારનાં સાધનોની ભાંગફોડ કરવી (તારનાં દોરડાં કાપી નાખવાં, રેલ્વેના પાટાઓ ઉખાડી નાખવા, વગેરે) ઉત્પાદન અટકાવી દેવું અને કોઇ પણ ઉપાયે કારોબાર તંત્રને ખોરવી દેવું—લડતનું આ મુખ્ય સ્વરૂપ છે. આ રીતે પોતે સરકારનું પતન લાવી શકશે અને સત્તા લોકોના હાથમાં આવશે એવું તેમનું માનવું છે. પરંતુ, એથી ઉલટું જ બની રહ્યું છે. લોકોના રોષને આવા અવળે માર્ગે વાળીને તેઓ ખુદ આપણા જ દેશનાં રક્ષણનાં સાધનો અને અર્થતંત્રનો વિનાશ યોજી રહ્યા છે; અને અંધાધૂંધીનાં બળોને મોકળો માર્ગ આપી રહ્યા છે. આ પરિસ્થિતિ પાંચમી કતારિયાઓ અને ફાસિસ્ટ દલાલોને ખૂબ જ સાનુકૂળ છે. કારણ, તેઓ હિલચાલની નેતાગીરી ઝડપવા પ્રયાસ કરે છે અને રાષ્ટ્રની સંરક્ષણ શક્તિઓનો નાશ કરતા આંદોલનને પોતાની યોજના મુજબ આગળ વધારવાની કોશીશ કરે છે. બીજું, હિલચાલ આગળ વધે છે તેમ તેમ રાષ્ટ્રનું અર્થતંત્ર ખોરવાતું જાય છે અને અંધાધુંધી વધતી જાય છે. આવી પરિસ્થિતિ લોકો પર ફટકો મારે છે અને ભાવિ

આક્રમણકારને મદદરૂપ બને છે. લોકોમાં એ વધુ ને વધુ વિખવાદ પ્રેરે છે અને એ રીતે નોકરશાહીના હાથ મજબુત બનાવે છે. ત્રીજું, પોલિસ અને લશ્કરનું બેફામ અને નિર્દય દમન, ગોળીબાર, લાઠીચાર્જ, ફટકા અને સામુદાયિક દંડ પરિસ્થિતિને વધુ ઉગ્ર બનાવે છે. આના પરિણામે, લોકોને એક સમૂહ રોષે ભરાય છે અને ભાંગફોડનાં પાગલ કૃત્યો કરવા તરફ વધુ ને વધુ ઘસડાય છે; જ્યારે, લોકોને મોટા ભાગનો સમૂહ હતાશ અને ભગ્ન બનવા લાગે છે. આમાંથી ઘેરી નિરાશાની મનોદશા પેદા થાય છે; જે જપાન તરફી લાગણીઓ પેદા કરે છે અને આક્રમણનો સામનો કરવાનું લોકોનું મનોબળ હરી લે છે.

આમ, એક બાજુ આંધળુકિયાં કરતા દેશભકતોની જે હાથ ચઢયું તે કરી નાખવાની વૃતિનો પાંચમી કતારિયા વધુને વધુ લાભ ઉઠાવી રહ્યા છે. તો બીજીબાજુ, નોકરશાહોનું પાગલ દમન બેફામ બન્યું છે. આ બે વચ્ચે રાષ્ટ્રની સંરક્ષણ શકિત અને લોકોનું મનોબળ, તેમની તાકાત ને એકતા છિન્ન ભિન્ન બની રહી છે. આ રીતે, દેશ પાકા ફળની જેમ ફાસિસ્ટોના પંજામાં પડવા તૈયાર બની રહ્યો છે.

## ૪. દેશ કયાં જઇ રહ્યો છે ?

આ પરિસ્થિતિ કેવી રીતે પેદા થઇ ? રાષ્ટ્રીય નેતાગીરીએ, ફાસિસ્ટ આક્રમણખોરો સામે દેશના લોકોને પ્રેરવા અને દેશરક્ષાનાં સાધનોને મજબુત કરવાના દરેક કાર્યમાં તેમને જોતરવા પ્રયાસ ન કર્યો એને લઇને આ પરિસ્થિતિ ઉભી થઈ. આ રીતે, રાષ્ટ્રીય રક્ષણ માટે રાષ્ટ્રીય સરકારની માંગ પાછળ જનતાની શકિત સંગઠિત કરવાની તેણે કોશીશ ન કરી. ઉલટાનું, રાષ્ટ્રીય નેતાગીરીએ કશું જ ન કરવાનો તકવાદી રાહ લીધો અને દેશરક્ષાના સવાલ પરત્વે અસહકારી વલણ દાખવ્યું. રાષ્ટ્રની માગણીઓ તો શાહીવાદ તરફથી દાનમાં મળશે એવી આશા રાખી. આ નીતિનો સાફ અર્થ એ થતો હતો કે, રાષ્ટ્રનું ભાવિ ઘડવાનો અને પહેલ કરવાનો દોર શાહીવાદના હાથમાં છોડવામાં આવતો હતો. કમ્યુનિસ્ટ પાર્ટીએ આ નીતિ સામે ચેતવણીનો સૂર કાઢયો હતો. આ નીતિને કારણે તો, હિંદના લોકોના હાથમાં સત્તા સુપ્રત ન કરવાની નોકરશાહીની જક્કી વલણ વધુ મજબૂત બની અને રાષ્ટ્રવાદી જનતા હતાશાની ચૂડમાં વધુ ફસી. રાષ્ટ્રીય નેતાગીરીએ આમાંથી જરૂરી બોધપાઠ ગ્રહણ કરી એકતાની તાત્કાલિક જરૂરિયાત સમજવાને બદલે, પોતાની તકવાદી દિશામાં એક ડગલું આગળ ભર્યું. અસહકાર અને તટસ્થતાના વલણથી આગળ વધીને તેણે રાષ્ટ્રીય માંગ માટે લડત ઉપાડવાના નામે રાષ્ટ્રના સંરક્ષણનો સક્રિય વિરોધ કરવાની યોજના કરી.

હાલના રાષ્ટ્રીય જુવાળને જે માર્ગે વાળવામાં આવ્યો છે એ માર્ગ રાષ્ટ્રની મુક્તિ કે આઝાદીનો નહિ પણ રાષ્ટ્રીય આપઘાતનો છે. એ માર્ગે રાષ્ટ્રનાં

અતિ જરૂરી રક્ષણનાં સાધનો નાશ પામે છે; જેનું અનિવાર્ય પરિણામ નાગરિક અંધાધૂંધી અને ગેરવ્યવસ્થા, અંધેર અને લૂંટબાજીમાં આવે છે. લડતને નામે એ રાષ્ટ્રીય હિલચાલને નોકરશાહી ઉશ્કેરણીનો ભોગ બનાવે છે. અંતમાં, દેશાભિમાનને નામે પાંચમી કતારિયાઓની પ્રવૃત્તિ માટે એ ભૂમિકા તૈયાર કરે છે. ટૂંકમાં, આ રસ્તો લોકોની એકતાના મૂળમાં જ ઘા મારે છે; કે જે એકતા દ્વારા જ રાષ્ટ્રીય સરકાર હાંસલ થઇ શકે તેમ છે; અને રાષ્ટ્રીય રક્ષણ સફળ બની શકે એમ છે. આ રીતે, રાષ્ટ્રીય રક્ષણ અને આઝાદીના હથિયાર તરીકે રાષ્ટ્રીય સરકારની માંગ સંતોષવાની નોકરશાહીને ફરજ પાડવા લોકોને સંગઠિત કરવાને બદલે, રાષ્ટ્રીય નેતાઓની નીતિએ નોકરશાહીને લોકો પર ફટકો મારવાનો છુટ્ટો દોર આપ્યો છે. આ નીતિ રાષ્ટ્રને નૈતિક અને રાજકીય પતન તરફ ઘસડી જાય છે; જેને પરિણામે, લોકો આઝાદીને માર્ગે આગળ વધવાને બદલે, આક્રમણકારનો જ રસ્તો ખુલ્લો થાય છે. લોકોની તાકાત, એટલે કે રાષ્ટ્રીય એકતા પર આધાર ન રાખવાની અને શાહીવાદી નોકરશાહીના હાથમાં દોર છૂટ્ટો મૂકવાની નીતિનો આ કરૂણ અને આખરી અંજામ છે.

### ૫. આશાજનક હકીકતો

પરિસ્થિતિ હજીયે સંભાળી શકાય તેમ છે. શાહીવાદી નોકરશાહી લોકોથી અટૂલી બની ગઇ છે; અને પહેલાં કરતાં આજે વધુ નબળી બની છે. લોકો પર જેમ જેમ એ વધુ દમન આદરશે તેમ તેમ એ દેશના તમામ વર્ગોનો ધિક્કાર અને રોષ વહોરશે. કોંગ્રેસ વિરોધી મોરચો ઉભો કરવાના તેના પ્રયાસો કરૂણરીતે નિષ્ફળ ગયા છે. તેની રાજકીય, આર્થિક અને લશ્કરી યોજનાઓ ભયંકર દેવાળિયા સાબિત થઈ છે; અને આક્રમણના ઝઝૂમતા ભયે પેદા કરેલ કટોકટીમાંથી રાષ્ટ્રને ઉગારવામાં, લોકોને સંગઠિત કરી આગળ લઈ જવામાં તે છેક જ અશક્ત નીવડી છે.

બીજું, રાષ્ટ્રીય એકતાના ઘડતર માટેની વ્યાપક ભૂમિકા મોજુદ છે. પરંતુ, આ એકતાની તાકાત કોંગ્રેસે ઉપાડેલી આજની લડત પાછળ નથી. ઉલટાનું, અમૂક વર્ગ તેનો વિરોધ કરે છે. પરંતુ, એ સારીયે શકિત કોંગ્રેસની માંગો પાછળ સંપૂર્ણપણે સંગઠિત કરી શકાય તેમ છે. કારણ કે, એ રાષ્ટ્રીય માંગો છે. આ માંગો છે, હિંદની આઝાદી માન્ય કરવાની; સર્વદેશીય સમાધાન માટે વાટાઘાટ શરૂ કરવાની; અને આક્રમણકાર સામે સંયુકત રાષ્ટ્રોના સહકારમાં દેશનું રક્ષણ કરવા, લોકોનું સંગઠન સાધી રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની. આ રાષ્ટ્રીય માગણીઓની ભૂમિકા પર વિસ્તૃત એકતા સર્જી શકાય તેમ છે. અને આવી એકતા જો ખરેખર સાધી શકાય તો શાહીવાદી નોકરશાહીની ચાલબાજી ધૂળમાં મળી જશે અને તેને આપણી આગળ ઘૂંટણીએ પડવું પડશે.

ત્રીજું, હિંદની આઝાદી અને રાષ્ટ્રીય સરકારની માંગ પાછળ બ્રિટન અને

અમેરિકાના કામદારો અને લોકોનું વધુ ને વધુ પીઠબળ ઊભું થતું જાય છે. એનું નેતૃત્વ એ દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓના હાથમાં છે. અને તેમને સોવિયેત સંઘની શક્તિ અને આબરૂનું બળ છે. તેમના સહકારમાં આપણા દેશનો બચાવ કરવામાં તેઓ આપણી સંયુક્ત તાકાતને ટેકો આપશે; પરિણામે આપણી રાષ્ટ્રીય માગણીને કોઈ ઠુકરાવી શકશે નહિ. આજની ખુદ ખતરનાક પરિસ્થિતિમાં યે આ હકીકતો આપણા પક્ષે છે; અને એનો લાભ ઉઠાવવાની સોનેરી તક આપણી સામે છે.

## ૬. એકતા—એક માત્ર ઉપાય

શાહીવાદીઓ, તેમના હિમાયતી વિનિતો અને રોચવાદીઓનું કહેવું છે કે, આ રાષ્ટ્રીય કટોકટી નિવારવાનો રસ્તો, કોંગ્રેસને કચડી નાખવા હાલનું જંગલી દમન વધુ તેજ કરવાનો છે. બીજી બાજુ, ફોર્વર્ડ બ્લોકવાળાઓ, સમાજવાદીઓ અને કેટલાક કોંગ્રેસજનો પ્રચાર કરે છે કે, રાષ્ટ્રીય રક્ષણ અને ઉત્પાદનનાં સાધનો પર હજી વધુ જલદ પ્રહાર કરીને આ સ્થિતિનો અંત આણી શકાય તેમ છે. કમ્યુનિસ્ટ પાર્ટી જાહેર કરે છે કે, આ બેમાંથી એકે રસ્તે રાષ્ટ્રીય કટોકટીનો અંત આવે તેમ નથી. ખરી વાત એ છે કે, પાગલ શાહીવાદીઓ અને આંધળુકિયાં કરતા દેશભક્તોની ભિન્ન ભિન્ન નીતિનું એક જ પરિણામ આવશે. ઉપલા બન્ને રસ્તે અવ્યવસ્થા અને અંધાધુંધી પેદા થશે; રાષ્ટ્રમાં નિરાશા ફેલાશે અને આંધળિયાં વૃત્તિ જાગશે. અને આને લઇને તો ફાસિસ્ટ આક્રમણકારોનું જ હિત સધાશે, બીજા કોઇનું નહિ. આમાંથી ઉગરવાનો એક માત્ર માર્ગ, કોંગ્રેસ–લીગ એકતાને ધોરણે વિસ્તૃતમાં વિસ્તૃત રાષ્ટ્રીય એકતા ઉભી કરવાનો છે. કામદાર વર્ગ અને તેનો આગેવાન પક્ષ–કમ્યુનિસ્ટ પાર્ટી આજે આ જ માર્ગ લોકો સામે રજુ કરી રહી છે.

રાષ્ટ્રીય એકતાનું સૂત્ર એ કંઇ માત્ર પુસ્તકિયા સિદ્ધાંત નથી, કે જેનો ઉપયોગ કહેવાતી લડતના હિમાયતીઓનાં મોં બંધ કરવા થાય છે. એ તો એક ક્રાંતિકારી નીતિ છે, કે જેની મદદથી પોતાનાં સમાન હિતોની રક્ષા કરવા અને પોતાની તાત્કાલિક જરૂરિયાતની માગણીઓ હાંસલ કરવા, લોકોનો વધુમાં વધુ વિસ્તૃત મોરચો ઉભો કરવાનો છે. વિશ્વની આજની પરિસ્થિતિમાં, આ જ એક માત્ર બળવાન અને અસરકારક હથિયાર છે; અને બ્રિટિશ શાહીવાદીઓના હાથમાંથી સત્તા છીનવી લેવા તથા આક્રમણકાર સામે દેશનો બચાવ કરવા, હિંદના લોકોએ આ જ હથિયાર અજમાવવાનું છે. લશ્કરી, રાજકીય અને આર્થિક દૃષ્ટિએ, બ્રિટિશ શાહીવાદીઓનો કારભાર આજે પહેલાં હતો તેથી વિશેષ કમજોર બન્યો છે. સંયુક્ત રાષ્ટ્રોની જનતાની મજબુત બનતી જતી ફાસિવાદ વિરોધી એકતાના હથોડા હેઠળ એ ભાંગીને ભૂકકો બની રહ્યો છે. પોતાની સત્તા ટકાવી રાખવાનું તેમનું આખરી અને એક માત્ર હથિયાર હવે લોકોમાં ફાટફૂટ ટકાવી રાખવાનું

છે. હિંદમાં તેની જે કૈં રહી સહી તાકાત છે, તેનો મુખ્ય આધાર હિંદની જનતાનો વિખવાદ છે. જેનો તે હિંદ અને સંયુકત રાષ્ટ્રો વચ્ચે ફાચર મારવામાં ઉપયોગ કરે છે. એથી જ તો આજની પરિસ્થિતિમાં સંપૂર્ણ રાષ્ટ્રીય એકતા એક એવી તાકાત પેદા કરશે કે, જેની સામે નોકરશાહી વિરોધ જમીનદોસ્ત બની જશે. રાષ્ટ્રીય એકતા, કોંગ્રેસ–લીગ એકતાનું આજે આ નિર્ણાયક રહસ્ય છે. આ આખરી ફટકો હશે, કે જે હિંદના હાલના શાસકોને હિંદીઓ સાથે સમાધાન પર આવવાની ફરજ પડશે. કોંગ્રેસ–લીગ એકતાથી ચર્ચિલ કે એમેરીનું "હૃદય પરિવર્તન" નહિ થાય. એથી તો, બ્રિટિશ શાહીવાદીઓની તુલનામાં હિંદના લોકોની તાકાત વધશે; રાષ્ટ્રીય સરકારની આપણી માંગ પાછળ એવી તાકાત ઉભી થશે કે જેને કોઇ ઠુકરાવી શકશે નહિ.

## ૭. મુખ્ય કાર્ય—એકતા માટેનું આંદોલન

પાર્ટીએ આજે નીચેનાં ત્રણ મુખ્ય કાર્યો તરફ લક્ષ લગાવવાનું છે:

अ. રાષ્ટ્રીય એકતા માટે દેશવ્યાપી આંદોલન ઉઠાવવું.

ब. કામદારો, કિસાનો, વિદ્યાર્થીઓ અને કોંગ્રેસજનોમાં સતત રાજકીય ઝુંબેશ ઉપાડી તેમને સમજાવવું કે, આજની લડત વિનાશ અને અંધેરને માર્ગે ઘસડી જાય છે; અને તે આત્મઘાતી છે.

क. કોંગ્રેસ–લીગ એકતા માટે હિંદુ અને મુસ્લિમ જનતામાં સતત અને વ્યાપક આંદોલન ચલાવવું.

એકતા હિલચાલનાં મૂખ્ય સૂત્રો આ છે: મહાત્મા ગાંધી અને રાષ્ટ્રીય નેતાઓને મુક્ત કરો; દમનરાજ બંધ કરો; તોડફોડ, અંધાધુંધી અને વિનાશને કાબુમાં લાવો; કોંગ્રેસ પરનો પ્રતિબંધ હઠાવી લો; સર્વદેશીય સમાધાન માટે વાટાઘાટ શરૂ કરો; હિંદના રક્ષણ માટે કામચલાઉ રાષ્ટ્રીય સરકાર રચો. જુદાં જુદાં સ્થળોની રાજકીય પરિસ્થિતિ કેવી છે તે અનુસાર આ હિલચાલનું સ્વરૂપ તથા સૂત્રો જુદાં જુદાં હોઈ શકે છે. હિલચાલ વધુમાં વધુ વિસ્તૃત અને અસરકારક બને એ હેતુ હોવો જોઇએ. આ આંદોલન ચર્ચાઓ અને ખાનગી સભાઓ દ્વારા વિકસી શકે. એથી પણ આગળ જઇને એનો વિકાસ શાંતિ અને નાગરિક સ્વાતંત્ર્યની સ્થાપનાની હિલચાલના રૂપે થઇ શકે છે. આ તમામની પરાકાષ્ટા રૂપે એક સર્વપક્ષી રક્ષા સમિતિની સ્થાપના થઈ શકે; જે સામુદાયિક દંડ પાછો ખેંચી લેવાની ઝુંબેશ ઉપાડે; અનાજ તથા નફાખોરીના સવાલોને હાથમાં લે, અને ફાસિસ્ટ હલ્લાખોરોનો સામનો કરવા લોકોનું મનોબળ દૃઢ બનાવે.

### કોંગ્રેસ–લીગ એકતા

કોંગ્રેસ–લીગ એકતાનાં સૂત્રો નીચે પ્રમાણે હોવાં જોઇએ:

अ. દેશના સફળ બચાવ અને આઝાદી માટે કામચલાઉ રાષ્ટ્રીય સરકાર

હાંસલ કરવા કોંગ્રેસ–લીગ સમાધાન.

**ખ.** કેટલાક વિસ્તારોમાં મુસ્લિમોના આત્મનિર્ણયના હક્ક વિષે કોંગ્રેસ અને લીગે જે વલણ ધરાવ્યું છે તે બન્ને પક્ષોના શુભ આશય સાથ, તત્કાલ સમાધાન માટેની ભૂમિકા બની શકે.

આ બે સૂત્રોના ધોરણે, હિંદુ અને મુસ્લિમ જનતામાં એકતાની હિલચાલ ઉપાડવી જોઇએ. પાકિસ્તાનની માગણીમાં અલગ થવાના હક્કનું જે ન્યાયીપણું છે, તેનો સ્વીકાર કરવા આપણે હિંદુઓને સમજાવવું જોઇએ. આ ધોરણે તત્કાલ એકતા ઉભી થઇ શકશે અને આઝાદીનો રસ્તો ખુલ્લો થશે. ભવિષ્યમાં આ એકતા વધુ વિસ્તૃત બનશે અને આ રીતે હાંસલ કરેલી આઝાદીનો એ નક્કર પાયો બનશે. આ જ રીતે, મુસ્લિમ પ્રજાઓનો આત્મનિર્ણયનો હક્ક માન્ય કરવાની તાત્કાલિક અગત્યતા કોંગ્રેસ સ્વીકારે અને કોંગ્રેસ–લીગ એકતા ઝડપભેર સધાય તેમ છે, એ વાત આપણે કોંગ્રેસજનોને સમજાવવી જોઇએ. મુસ્લિમ જનતામાં આપણે એ વાત સમજાવવી જોઇએ કે, હિંદુઓ અને કોંગ્રેસ સાથે હાથ મિલાવી સંયુકત રીતે આગળ વધીને જ મુસ્લિમોની આઝાદી હાંસલ થઈ શકે તેમ છે. એટલે મુસ્લિમોએ જોવું જોઇએ કે, તેઓ નેતાગીરીને કોંગ્રેસ–લીગ એકતાને માર્ગે આગે બઢાવે.

## કામદાર વર્ગમાં આપણું કર્તવ્ય

કામદાર વર્ગની હિલચાલની એકતા અને તાકાત એ સૌથી મોટી એક એવી ચીજ છે, કે જે વડે સમસ્ત જનતાની એકતાનો મજબુત અને સ્થિર પાયો નાખી શકાય છે; જે વડે રાષ્ટ્રીય કટોકટી ઉકેલી રાષ્ટ્રીય સરકાર હાંસલ કરી શકાય છે. આથી આપણું સૌ પ્રથમ કર્તવ્ય એ છે કે, ઔદ્યોગિક કેન્દ્રોમાં કામદાર યુનિયનો અને પાર્ટીની નેતાગીરી ફરીને દૃઢતાથી સ્થાપિત કરવી; અને ભાંગફોડ તથા અંધાધૂંધીની આત્મઘાતી હિલચાલમાં કામદાર વર્ગને ઘસીટવાના ઉશ્કેરણીખોરો ને ભાન ભૂલેલા દેશભકતોના પ્રયાસોને ખતમ કરવા. આ માટે નીચેનુ કાર્ય કરવું જરૂરી છે:

**અ.** નાકા સભા, ચાલ સભા અને જાહેર સભાઓ દ્વારા કામદારોમાં રાજકીય પરિસ્થિતિ સમજાવવા આપણે આંદોલન ઉપાડવું જોઇએ.

**બ.** કામદાર ચાલો અને મિલોમાં લડાયક કામદારોની તપાસ સમિતિ સ્થાપવી જોઇએ. જેનું કાર્ય ભય અને હોહા કરનારાઓનો સામનો કરવાનું, ઉત્પાદન બંધ કરાવવા ઇચ્છતા બીનજવાબદાર ઉશ્કેરણીખોરોને રોકવાનું હોવું જોઇએ.

**ક.** કામદાર યુનિયનોના કાર્ય તરફ આપણે વધુ ધ્યાન કેન્દ્રિત કરવુ જોઇએ અને તેની પાછળ વધુ શક્તિ આપવી જોઇએ. મોંઘવારી ભથ્થું, બોનસ

વગેરે જેવા કામદારોના રોજિંદા સવાલો પરત્વે ખાસ લક્ષ આપવું જોઇએ. અત્યારના કાનૂની તંત્રનો પૂરેપૂરો લાભ ઉઠાવી, આ માગણીઓ હાંસલ કરવા માટે આપણે કામદારોને એક કરવા જોઇએ. ઉશ્કેરણીખોરો અને રાજકીય તકવાદીઓને પહેલ કરવાની તક નહિ આપવી જોઇએ. કારણ, કામદારોની રોજિંદી માગણીઓનો ઉપયોગ કરીને ઉત્પાદન ખતમ કરવાની તેઓ કોશીશ કરશે.

ड. શાંતિની સ્થાપના કરવામાં, રાષ્ટ્રીય એકતાનું આંદોલન આગે બઢાવવામાં, રાષ્ટ્રીય માગણી હાંસલ કરવામાં અને આ રીતે સારીયે જનતાને દોરવામાં કામદાર વર્ગે જે આગેવાની ભર્યો ભાગ ભજવવાનો છે તેનું મહત્વ કામદાર વર્ગને સમજાવવું જોઇએ.

## કિસાનોમાં આપણું કર્તવ્ય

ગામડાંઓમાં અને કિસાનોમાં અરાજકતા અને ભાંગફોડની પ્રવૃત્તિ કરનારાઓ સામે જલદ રાજકીય આંદોલન ઉપાડવું જોઇએ. અને, શાંતિ તથા નાગરિક સ્વતંત્રતાની પુનઃસ્થાપના અર્થે એકતા ઉભી કરવી જોઇએ. જે ગામો અને ગ્રામવિસ્તારો પર સામુદાયિક દંડ નાખવામાં આવ્યા હોય ત્યાં આપણે સર્વપક્ષી સમિતિ સ્થાપવાનો પ્રયાસ કરવો જોઇએ; જે શાંતિ સ્થાપવાનો અને તેને ટકાવી રાખવાનો પ્રયાસ કરે; તથા સામુદાયિક દંડ પાછો ખેંચવા માટેનું આંદોલન ઉપાડે. ગ્રામ વિસ્તારોમાં આપણી હિલચાલનું મુખ્ય સૂત્ર એકતા છે— નેતાઓની મુકિત માટે એકતા; રાષ્ટ્રીય માંગ હાંસલ કરવા અને રાષ્ટ્રને બચાવવા માટે એકતા; અનાજ અને મોંઘવારી, દેવું અને મહેસુલના પ્રશ્નોના ઉકેલ માટે એકતા; કિસાન સભાઓના રોજિંદા કાર્યમાં આપણે વધુ ને વધુ ધ્યાન આપવું જોઇએ.

## વિદ્યાર્થીઓમાં આપણું કર્તવ્ય

લડાયક વિદ્યાર્થીઓ, કે જેમના પર ભાંગફોડ અને અરાજકતાનું ભૂત સ્વાર બન્યું છે, તેમનામાં રાજકીય પરિસ્થિતિ સમજાવવા આંદોલન કરવું એ આપણું સૌ પહેલું કાર્ય છે. આપણે તેમને સમજાવવું જોઇએ કે, કાયમી હડતાળની નીતિ ચાલુ રાખીને અને ભાંગફોડ તથા અરાજકતાનાં કાર્યો કરીને તેઓ આઝાદીની હિલચાલમાં પોતાનો હિસ્સો આપી શકવાના નથી. એથી તો નોકરશાહીને, આગેવાન કાર્યકરોને કાઢી મૂકવાની, શાળાકીય જીવન નષ્ટ કરવાની અને વિદ્યાર્થી હિલચાલ કચડી નાખવાની તક મળશે. આનું પરિણામ તો એ આવે છે કે, પ્રામાણિક વિદ્યાર્થી દેશભકતો પાંચમી કતારિયાઓના હાથમાં ફસાય છે; અને રાષ્ટ્રની રક્ષાનાં સાધનો તથા તેની નૈતિકતાનો નાશ કરવામાં હથિયાર બને છે. વિદ્યાર્થી હિલચાલને માટે આપણું મુખ્ય સૂત્ર આ છે: વિદ્યાર્થી હિલચાલની એકતા ટકાવી રાખો; શાળાકીય જીવન ફરી શરૂ કરો; રાષ્ટ્રીય માગણીઓ માટે એકતાની હિલચાલ ઉભી કરો.

### ૮. ઉપસંહાર

મધ્યસ્થ સમિતિ એ વાત જાણે છે કે, પાર્ટીના તમામ સભ્યો અને પાર્ટીની નીચલી સમિતિઓ, આ ઠરાવમાં બતાવેલા માર્ગે પહેલેથી કામ કરી રહી છે અને તેમાં તેમને મહત્વપૂર્ણ સફળતાઓ મળી છે. પરંતુ, રાષ્ટ્રીય કટોકટી હજી ઉકલી નથી અને આગળ જતાં હજીયે કપરો કાળ આવવાનો છે. **આથી, મધ્યસ્થ સમિતિ તમામ સભ્યો અને તમામ પાર્ટી ઘટકોને આવાહન કરે છે કે, આ ઠરાવમાં રજુ થયેલ કાર્યને પૂરું કરવા તમામ પ્રયાસો કરવામાં આવે; અને કોઈ પણ ભોગને અદકો ગણવામાં ન આવે.**

મધ્યસ્થ ઓફિસ,
હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી,
૧૯૦ બી, ખેતવાડી મેઈન રોડ
મુંબઈ ૪

૧૯ સપ્ટેમ્બર, ૧૯૪૨

●

## પરિશિષ્ટ : ૨

## (હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિએ, ૧૯૪૩ ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખની પોતાની બેઠકમાં પસાર કરેલો ઠરાવ)

આપણા દેશના લોકો સામે આજે ગંભીર સ્થિતિ ઉપસ્થિત થઇ છે. ૯મી ઓગસ્ટે નોકરશાહીએ દમનરાજ આદરીને આપણા લોકોને બેહદ છેડી મૂકયા ને પરિણામે દેશના રક્ષણના સૌથી મહત્વના કામથી લોકોને વિમુખ બનાવ્યા. આ પરિસ્થિતિમાં દેશદ્રોહી પાંચમી કતારિયાઓ દેશાભિમાનની આડશ શોધવા લાગ્યા. સરકાર અને પ્રજાની વચ્ચેના ઘર્ષણને કારણે દેશનો દરેક પ્રશ્ન વધુ ને વધુ કપરો બનતો ગયો. આર્થિક અંધાધૂંધીમાંથી અનાજની કટોકટી પેદા થઇ. લોકોનું જીવન ટકાવવું પણ મુશ્કેલ બન્યું.

જીવલેણ જપાની આક્રમણ દેશ પર ઝઝૂમી રહ્યું છે એ વખતે દુકાળ ને ભૂખમરો દેશ સામે મોં ફાડીને ઉભા છે.

### આજે નહિ તો કદી નહિ !

કેદખાનામાં પડેલા દેશનેતાઓ આવી કારમી સ્થિતિમાં મૂંગા બેસી કેમ રહી શકે ? ઉપવાસ આદરીને ગાંધીજીએ અવાજ ઉઠાવ્યો છે. બહુ મોડું થાય

તે પહેલાં જાગવાનો અને રાષ્ટ્રનો જીવનદીપ હોલવાઈ જાય તે પહેલાં તેને બચાવવા એક થવાની તેમણે રાષ્ટ્રને હાકલ કરી છે.

જે હાથોએ દેશનેતાઓને ૯મી ઓગસ્ટે જેલમાં જકડયા, એ જ હાથ આજે જેલના દરવાજા ખોલવાની ના પાડે છે. દેશના સૌથી મહાન નેતાની જીંદગી આજે જોખમમાં મૂકાઈ છે. સમાધાનને એક માત્ર રસ્તો ગણી એ માટે એમણે હાકલ કરી છે. પણ નોકરશાહીએ તેને ઠોકરે મારી છે.

એટલે કટોકટી આજે બેહદ વધી પડી છે.

"આજે નહિ તો કદી નહિ"—આપણા દેશ સામે આ સ્થિતિ આવી પડી છે. કાં તો ગાંધીજીને આપણે જેલમાંથી છોડાવી લાવીએ ને કટોકટીનો અંત લાવીએ; કાં તો કટોકટી વધારે પ્રાણઘાતક બને ને આપણે નિરાધાર બની એક માલિકના હાથમાંથી બીજાના હાથમાં સપડાઇએ.

ગાંધીજીને છોડાવી શકીશું તો આપણે કટોકટીને દૂર કરી તરી જઈશું; ગાંધીજીને નહિ છોડાવી શકીએ તો આપણે કટોકટીમાંથી કબ્રસ્તાનમાં જ પહોંચશું.

## બદનામીને પડકાર

આપણા દેશના મહાન પક્ષો આપસમાં એક બનીને મિત્ર રાષ્ટ્રો સાથે દેશને એક બનાવી શકે એ માટે ગાંધીજીનાં નિવેદનોએ આજે રસ્તો સાફ કર્યો છે. આપણી રાષ્ટ્રીય હિલચાલ સામે નોકરશાહીએ કરેલા બધા જુઠા આક્ષેપોનો એમણે રદિયો આપ્યો છે ને કોંગ્રેસની ફાસિવાદ વિરોધી મક્કમ વલણને ફરી વાર રોશન કરી છે. અંધાધૂંધી અને ભાંગફોડ એ કોંગ્રેસની લડત નથી એ વાત સાફ સાફ જાહેર કરી છે. ૯ મી ઓગસ્ટ પહેલાં કોંગ્રેસે મુસ્લીમ લીગ સાથે ફરીથી વાટાઘાટ માટેની તૈયારી કરવા માંડી હતી એ વાત ગાંધીજીએ પ્રકાશમાં આણી છે. જિન્ના સાથેની વાતચીત પછી રાજાજીને ગાંધીજીની મુલાકાત લેતાં રોકવામાં આવ્યા એ બાબતને ગાંધીજીએ વખોડી કાઢી છે. લીગ સાથે સમાધાનના દરવાજા ગાંધીજીએ ખોલ્યા છે. લીગ અને કોંગ્રેસ મળી સરકાર સાથે સમાધાન કરી શકે તે માટે પણ દરવાજા એમણે ખોલ્યા છે.

## વાઈસરોય છેલ્લે પાટલે બેસે છે

ગાંધીજીને 'ના' પાડીને નોકરશાહીએ નિષ્ઠુરતા અને પ્રત્યાઘાતની હદ વટાવી દીધી છે. નોકરશાહીને હિંદી જનતા સાથે સમાધાન નથી જોઇતું; હિન્દની તાબેદારી જ તેને જોઇએ છે.

આ નીતિ આપણા દેશને કયા ખાડામાં ગબડાવશે?—દરેક દેશાભિમાની પક્ષે, પ્રત્યેક દેશભક્તે આ સવાલ પોતાના અંતરાત્માને પૂછવો જોઈએ. કોંગ્રેસ ને સરકાર વચ્ચેની કોઇ ખાનગી તકરારને કારણે વાઈસરોયનો નન્નો નથી આવ્યો.

વાઈસરોયની 'ના' એ દરેક દેશાભિમાની પક્ષને પડકાર સમાન

છે—'શરણે આવો. બીજી વાત નહિ.'

વાઈસરૉયનો 'નન્નો' આપણે ટકી રહેવા દઇશું તો શું પરિણામ આવશે ? દેશના રક્ષણ સામેની ભાંગફોડની લડત વધારે ઉગ્ર પ્રમાણમાં ફાટી નીકળશે; ગાંધીજીએ પાંચમી કતારનો રાજકીય પાયો તોડી નાખ્યો છે. છતાં યે તે જ પાંચમી કતારને વાઈસરૉયની વલણથી નવું જીવતદાન મળશે; ચાલુ અનાજની કટોકટીમાંથી દુકાળ ને અનાજનાં રમખાણો આવશે. આ સિવાય બીજું કોઈ પરિણામ નહિ આવે. જપાની લૂંટારાઓ માટે હિંદના દરવાજા ખુલ્લા થઈ જશે.

આવી ખતરનાક પરિસ્થિતિમાં શું આપણે હાથ જોડીને બેસી રહીશું ? આપણી મહાન પ્રજાની અને મહાન પક્ષોની દેશદાઝની ભાવનાને, ૫૦ વરસની આપણી આઝાદીની લડતને શું આપણે વિસરી જઈશું ? વાઈસરૉયે જે ભયંકર પરિસ્થિતિ આજે પેદા કરી છે તેમાંથી આપણા દેશ માટે આપણે એક ભવ્ય માર્ગ જરૂર કાઢી શકીએ એમ છીએ.

પ્રત્યાઘાતી નોકરશાહી આજે હિંદી જનતાથી છેક જ અળગી પડી ગઇ છે; એટલું જ નહિ, પણ બહારની દુનિયામાં પણ તે સાવ અટુલી, સાથી વિનાની બની ગઈ છે. બહારની દુનિયામાં હિંદને બદનામ કરવા માટેનાં એમેરી એન્ડ કું.નાં બધાં જુઠાણાં ખુલ્લાં પડી ગયાં છે. કોંગ્રેસ લીગ વચ્ચેની ગેરસમજ ને પૂર્વગ્રહોની બધી દિવાલો તૂટી રહી છે. કટોકટીમાંથી બહાર આવવાના એક માત્ર માર્ગ તરીકે ગાંધીજીના બિનશરતી ને તાત્કાલિક છૂટકારાની ઝુંબેશ દેશભરમાં ફેલાઈ ગઈ છે, ને તેમાં દેશની બધી સંસ્થાઓ સામેલ થઈ રહી છે. જપાની બૉંબ હિંદી લોકોના જાન લઇ રહ્યા છે. તેવા બંગાળમાંથી તો ખૂબ જ શાનદાન દોરવણી મળી છે—બંગાળની ધારાસભાએ ગાંધીજીની મુક્તિ માટે એક અવાજે માગણી ઉઠાવી છે—મુસ્લિમ લીગ ને હિંદુ મહાસભા સહિત બધા પક્ષો તેમાં શામેલ હતા. દિલ્હીમાં જે પરિષદ ૨૦ મીએ ભરાય છે તેમાંથી હિન્દી જનતાનો એકત્રિત અવાજ ઉઠવો જોઇએ—ગાંધીજીને છોડી દો.

## ભાંગફોડ અટકાવવા એક થાઓ

માતૃભૂમિના ભાવિની ગંભીર પળે આજે કમ્યુનિસ્ટ પાર્ટી દરેક દેશભક્ત પક્ષને, દેશનાં તમામ બેટાબેટીને પોકાર પાડે છે—

બધા એક બની ગાંધીજીને છોડાવો ને કટોકટીનો અંત લાવો. ગાંધીજીને ખાતર, ભાંગફોડ બંધ કરીને પાંચમી કતારને નાબુદ કરો.

અમે અમારા કોંગ્રેસ બાંધવોને અરજ કરીએ છીએ—

જેલના સળિયા પાછળથી ગાંધીજીએ ભાંગફોડ ને અંધાધૂંધીનો ઇન્કાર કર્યો છે. લીગ સાથે એકતા સાધવા માટે નાદ ઉઠાવ્યો છે. કોંગ્રેસની ઈજ્જતને ખાતર કોંગ્રેસ-લીગ એકતાને ખાતર, ભાંગફોડ ને અંધાધૂંધી અટકાવીને, કોંગ્રે-

સના નામને છ મહિનાથી ધૂળમાં રગદોળી રહેલ પાંચમી કતારને ખતમ કરો. આમ કરીને જ તમે સાચા કોંગ્રેસ સૈનિક બની શકશો. આ જ રીતે તમે ગાંધીજીની મુક્તિ માટે લીગનો સહકાર મેળવી શકશો.

## લીગના દેશભક્તો પ્રત્યે

અમે અમારા લીગી ભાઇઓને અરજ કરીએ છીએ—આજે તમારે માથે સૌથી મોટી જવાબદારી આવી પડી છે. હવે કોંગ્રેસ અને લીગ વચ્ચે ભાગ્યે જ કોઈ ગેરસમજની દિવાલ બાકી રહી છે. ગાંધીજીએ ભાંગફોડ ને અંધાધૂંધીની હિલચાલનો ઈન્કાર કર્યો છે. કેદખાનામાંથી કોંગ્રેસની દોસ્તીનો હાથ તમારી તરફ લંબાવ્યો છે.

આજે તમારી અને તમારા ભાઈ જેવા કોંગ્રેસ પક્ષ વચ્ચે જેલની દિવાલો સિવાય બીજી કોઈ આડ રહી નથી; તમારી અને રાષ્ટ્રીય સરકારની તમારી ઉંડી ઇચ્છા વચ્ચે, તમારી ને આત્મનિર્ણયની તમારી માંગણી વચ્ચે આજે આ સિવાય બીજા કોઈ અંતરાય ઉભો નથી. વાઈસરોયે તમારી આ વ્યાજબી માંગણી ક્યારનીય ઈન્કારી છે.

## એકતા મારફત આત્મનિર્ણય

વાઈસરોય તો કોંગ્રેસને શરણે લાવવા માગે છે. તમે આ સાંખી લેશો તો શું પરિણામ આવશે તે જાણો છો? જેની મારફત તમે આત્મનિર્ણયનો હક્ક મેળવી શકો એમ છો એવા તમારા ભાઇબંધ પક્ષ કોંગ્રેસને કચડી નાખવાથી તો નોકરશાહીના હાથ જ મજબૂત થશે. નોકરશાહીની આવી કોશીષ સાંખી લેશો તો કોંગ્રેસ કચડાયા પછી લીગ સહિતના બીજા બધા પક્ષોનું નિકંદન વહોરી લેશો. ગાંધીજી વર્કિંગ કમિટી સાથે મસલત ચલાવવા માગતા હતા. પરંતુ, તે માગણી પણ વાઇસરોયે ઠુકરાવી છે. વાઈસરોયની આ વલણ ચલાવી લેશો, કોંગ્રેસનો અવાજ ડુબવા દેશો તો મુસ્લિમ જનતાની આઝાદીને સારા દેશના ઉદ્ધારની આ મોટામાં મોટી તક તમે હાથથી ગુમાવશો. જ્યાં જપાની બોંબ વરસી રહ્યા છે તેવા પ્રાંતોના મુસલમાનોને ખાતર, મુસ્લીમ લીગની શાનદાન તવારીખ ને ઉમદા ઉમેદોને ખાતર, ગાંધીજીને છોડાવવાના કામમાં તમારૂં પૂરૂં જોર અજમાવો.

## સબ આગે બઢો

હિન્દુ સભાના દેશભક્તો, દેશભરના તમામે તમામ દેશભક્તો ! આપસમાં એક બની, ગાંધીજીને છોડાવો ને કટોકટીનો અંત આણો.

કામદારો, કિસાનો, વિદ્યાર્થીઓ! ગાંધીજીના છૂટકારાની ઝુંબેશમાં તમારી પૂરી તાકાત અજમાવો ને અંધાધૂંધી ફેલાવનારાઓને દૂર હઠાવો. એક સીધું સાદું પગલું આગળ ઉઠાવીશું તો નોકરશાહીને નમાવીશું ને આખા દેશને

ભયંકર આફતમાંથી ઉગારી લઇશું; નહિ તો, આખા દેશને મોત અને સર્વ નાશના ખાડામાં ધકેલીશું.

**સર્વે એક થઈ ગાંધીજીની મુક્તિની માંગ ઉઠાવો!**

**રાષ્ટ્રીય રક્ષણુ અને આઝાદી માટે રાષ્ટ્રીય સરકાર હાંસલ કરવા એકતાના માર્ગે આગે બઢો!**

●

<u>પરિશિષ્ટ : ૩</u>

## ( હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીનું ૧૯૪૪ નું મે દિનનું જાહેરનામું )

આજના મે દિને કમ્યુનિસ્ટ પાર્ટી આઝાદી માટે લડતા પોતાના તમામ સાથી લડવૈયાઓને હાર્દિક અભિનંદન આપે છે; અને તેમની સંસ્થાઓને અપીલ કરે છે કે, આજની મહાન રાષ્ટ્રીય આફતમાંથી દેશને ઉગારવા સમાન દેશાભિમાની નીતિ અપનાવે.

છેલ્લાં બે વરસ થયાં ફાસિવાદી આક્રમણની તલવાર હિંદને માથે તોળાઇ રહી હતી. છેલ્લા બે માસથી એ તલવાર વીંઝાઇ છે.

જપાની ફાસિવાદીઓની ચાલ ચીનમાં નિષ્ફળ ગઈ છે, પ્રશાંત સમુદ્રમાં તેમને પાછા હઠવું પડયું છે. હવે તેઓએ આપણા દેશની સીમાઓ ઓળંગી છે. ઇમ્ફાલ મોરચે નિર્ણાયક જંગો ખેલાઇ રહ્યા છે. પૂર્વ બંગાળ અને ઉત્તર આસામનું ભાવી એ જંગના પરિણામ પર અવલંબી રહ્યું છે. આજે મુખ્ય પ્રશ્ન આ છે: શું આપણે આક્રમણખોરોને ચિન્ડવીન નદીની પેલી પાર બ્રહ્મદેશમાં પાછા હડસેલી દેવામાં સફળ થશું કે પછી તેઓ દિમાપૂર અને સિલ્ચાર તરફ આગળ વધી શકશે?

મિત્ર દળો પાસે જપાનીઓ કરતાં દરેક દ્રષ્ટિએ સરસાઈ છે. પણ માત્ર લશ્કરી તાકાતથી જ કયો દેશ ફાસિવાદી આક્રમણ સામે ટકી શકયો છે? આપણા દેશની હાલતની સૌથી મોટી નબળાઈ એ છે કે બ્રિટિશ રાજકર્તાઓ હજુ પણ લશ્કરી દ્રષ્ટિએ જ આવી પરિસ્થિતિનું મૂલ્ય ઘટાવે છે. બ્રિટિશ સત્તા તળે રૂંધાતી હિંદી પ્રજા અત્યારે હતાશા અનુભવી રહી છે. આપણી આ નબળાઇ જ ટોજોની સાચી શકિત છે.

### હતાશા અને ભૂખ પર મદાર

ટોજોએ માત્ર હતાશા પર જ મદાર બાંધી નથી; આપણી જનતાની ભૂખનો પણ ઉપયોગ કરવાની એની મૂરાદ છે. મોરચાની બરાબર પીછાડીમાં જ

છ કરોડ બંગાળીઓ રોગચાળાની નાગચૂડમાં પીલાઈ રહ્યા છે. આજે બંગાળમાં ગયા દુકાળના વારસ જેવા રોગો મેલેરિયા, શીતળા, કોગળિયું તાંડવ રમી રહ્યા છે. બંગાળ બીજા દુષ્કાળ તરફ ઘસડાઇ રહ્યું છે.

દેશના બીજા ભાગોમાં અન્નના ભાવ એટલા ઉંચા છે કે આપણા બાપ દાદાની કલ્પના પણ એને આંબી શકે નહિ. અનાજ વિષેની સરકારી યોજનાઓ તો સંઘરાખોરોના હાથમાં છે. ઉદ્યોગપતિઓને બસ નફાની પડી છે. કોઇ પણ જાતના નિયમનને તેઓ ઘોળીને પી જાય છે. તેમની ઉદ્યોગ નીતિ તો એવી છે કે કોઇ પણ દેશમાં એને ઔદ્યોગિક ભાંગફોડ જ ગણવામાં આવે. જ્યારે સરકાર આ આર્થિક અરાજકતાને ઘેરી બનાવે છે. એક બાજુ નોટો છાપી ફૂગાવો કરે છે; જ્યારે બીજી બાજુ ફૂગાવો અટકાવવાને બહાને લોકો પર મનમાનતા કર નાખે છે!

ટુંકમાં આજે રણમોરચા પર ગાબડાં પડયાં છે, જનતા હતાશામાં ડુલ છે અને પીછાડીમાં આર્થિક તંત્રના કડાકા બોલી રહ્યા છે.

ચડાઇખોરની આગળ જનતા નમી ન પડે તે માટે તેને સાબદી કરવાની છે; પણ દેશના સૌથી અગ્રગણ્ય નેતાઓ જેલની દિવાલો પાછળ સબડે છે.

બોઝ જ્યારે જપાની લશ્કર લઈ આવી રહ્યા છે ત્યારે એને બરાબર અસરકારી જવાબ આપવાનો રસ્તો એક જ છે: અને તે, મિત્રદળોની પાછળ પંડીત નહેરૂને ઉભા રાખવાનો. પછી જુઓ, બોઝની શું તાકાત છે?

ગામે ગામમાં, શહેરે શહેરમાં સંઘરાખોરી તથા નફેબાજી પર મરણતોલ ફટકો વીંઝી, પ્રજા માટે અન્ન મેળવવાનું છે; પણ પ્રજાની સૌથી વિશાળ સંસ્થા રાષ્ટ્રીય કોંગ્રેસ ગેરકાયદે છે!

હિંદી પ્રજા માટે આવી બદતર સ્થિતિ સંભવે નહિ; જપાની ચડાઇખોર માટે આથી બહેતર હાલત પણ હોઈ શકે નહિ.

## દેશભકતોનો સાદ

શાહીવાદી નોકરશાહીની અક્કર નીતિ સામેનો ન્યાયી ધિક્કાર બીજા દેશભકતોની પેઠે અમારા દિલમાં સળગી રહ્યો છે.

પરંતુ, અમે એમ માનીએ છીએ કે આજે હિંદી દેશભકતો માત્ર નોકરશાહીને ભાંડી ચૂપચાપ બેસી રહે, પરિસ્થિતિ ઉગારવા નક્કર ભાગ ન ભજવે તો કાંઇ ન કર્યાના ગુના માટે જવાબદાર લેખાય. જો આપણે ચૂપ બેસી રહીએ તો જ જપાનીઓ આગળ ધપી શકે! અને સંઘરાખોરો દુષ્કાળ થાય તેવી સ્થિતિ ઉપજાવી શકે. અત્યારે પરિસ્થિતિને બગડવા દેવી એનો અર્થ એ જ થાય કે જ્યારે આપણા દેશબાંધવોને મદદની ખૂબ જરૂર છે ત્યારે આપણે આપણી દેશ ભક્તિને કાર્યનું સ્વરૂપ આપતા નથી. એને બદલે, આજે આપણને જરાયે પોષાય

તેમ નથી તે માર્ગ—હતાશ બનવાનો રાહ સ્વીકારીએ છીએ.

અમે આસામના કોંગ્રેસ નેતાઓની હાકલને આવકારીએ છીએ. આપણા રાષ્ટ્રીય ચળવળના વારસા સમાન એ પગલું છે. આક્રમણ સામે લડવા તથા આસામની પ્રજામાં સામનાની ભાવના જગાવવાનું તેમણે પણ લીધું છે. તેમણે બિરાદરી માટે આપણને અપીલ કરી છે. આપણે તેને છેહ દઇ શકીએ નહિ.

આસામ પરનો હુમલો આપણા બધાની માભોમ પરનો પહેલો ઘા છે. આસામની પ્રજા તરફ બિરાદરી વ્યક્ત કરવી એ આપણી પ્રથમ ફરજ છે.

આજ મે દિને અમે સાથી દેશભક્તોને અપીલ કરીએ છીએ કે દેશભરમાં જપાન વિરોધી દેખાવો યોજો; આમ કરી જપાન સામેનો આપણો ધિક્કાર તથા આસામી ભાઇઓ માટેની બિરાદરી આપણે વ્યક્ત કરીશું.

## બંગાળને વધુ ને વધુ મદદ કરો

રોગચાળાના રાક્ષસી પંજામાં સપડાયેલ, બીજા દુકાળના ભયાનક ઓળા તળે તરફડતા બંગદેશમાંથી ક્ષીણ અવાજ આવી રહ્યો છે. "વધુ પૈસા! વધુ માણસો! વધુ દવા!" આ તેમની માંગ છે. કોંગ્રેસ નેતા ડૉ. બિધનચંદ્ર રોય એ સાદને ઝીલી દેશને સંભળાવી રહ્યા છે. બંગાળની બધી રાહત સંસ્થાઓએ ડૉ. રોયની નેતાગીરી નીચે એકતા સાધી છે; એ એકતા સંયુકત તબીબી રાહત સમિતિમાં મૂર્તિમંત બની છે.

આજે મે દિને, દેશભરમાં બંગાળને રાહત આપવાના આંદોલનને ફરી એક વાર જમાવવાની અમે દેશભકતોને અપીલ કરીએ છીએ. જેટલું કાંઈ આપણે કરીશું તે તો આપણા બંગાળી ભાઈ બ્હેનો માટે નહિ જેટલું થશે. પણ એથી તેમને પ્રેરણા મળશે કે દેશ તેમની પછવાડે છે; ને તેમાંથી તેઓ બંગાળના સંઘરાખોરો સામે લડવાની પ્રેરણા મેળવશે.

આજે બંગાળને રાહત આપવાના પ્રશ્ન પર કોઈ મતભેદ છે નહિ. બંગાળને મદદ કરવા આપણે એક બનવું જોઇએ. આ એકતાથી જ બંગાળી દેશભકતો પોતે પણ એકતા પ્રાપ્ત કરશે; આમ થતાં બંગાળમાં સંયુકત પ્રધાન-મંડળ રચાશે તથા એક સંયુકત જન આંદોલનનો વિરાટ સર્જાશે. એ વિરાટ દુકાળના માળખાને તોડી ફોડી નાખશે, સંઘરાખોરોની સાનને ઠેકાણે આણશે.

પરિણામે, બંગાળની દેશાભિમાની પ્રણાલિકાઓ ફરી જન્મ પામશે ને કવિવર ટાગોરે જપાની કવી નોગુચીને જે પડકાર કર્યો હતો તેનો સાદ બંગાળમાં ગાજી ઉઠશે. બોઝને દેશદ્રોહી તરીકે જાહેર કરી, ટોજોના ખાંધિયાઓને બંગાળ પડકારશેઃ "હિંદના મોટા ભાગના શહીદોની માભોમ બંગાળનો કોઇ પણ ખૂણો તમારા પગ તળે ચગદાશે નહિ. બંગાળની ધરતી પર જ અમે તમારી કબર બનાવીશું."

## એમેરીને જવાબ આપો

એમેરીએ ફરી એક વાર કોંગ્રેસ નેતાઓ પરના આરોપો રજુ કર્યાં છે. આજે નોકરશાહી તો જાણે મોરચાની સ્થિતિ સાદી સામાન્ય હોય તથા દેશમાં કશી નવાજુની ન થઈ હોય તેમ વર્તી રહી છે. આ અસહ્ય વલણને લઇને મોટા ભાગના દેશભકતો ઉશ્કેરાય છે, યા તો હતાશ બની જાય છે. તેમના દિલમાં એક એવી લાગણી જન્મે છે કે આપણા કર્યા કારવ્યાનો કંઈ જ અર્થ નથી. બ્રિટિશ સરકાર આપણી વાત સાંભળવા તૈયાર નથી. નોકરશાહી કાંઇ કરવા દેતી નથી. આજના સંજોગોમાં આથી મોટો ભ્રમ બીજો કોઇ હોઇ શકે નહિ.

આજે આપણને એમ લાગે કે આપણે જપાન વિરોધી વલણ જાહેર કરવાથી કે બંગાળને મદદ કર્યાથી કાંઈ ઝાઝું કરી શકવાના નથી. એનું પરિણામ કાંઇ ખાસ મોટું આવવાનું નથી. પણ જ્યારે આપણે સમજીશું કે હિંદી પ્રજાના ખમીરને જગાડવા માટે ઓછામાં ઓછું આટલું તો કરવાની આવશ્યકતા છે, ત્યારે આ કાર્યનું ઐતિહાસિક અને નિર્ણાયક મહત્વ આપણને સમજાશે. આજે બ્રિટિશ શાહીવાદીઓની સ્વાર્થી નીતિની વિરૂધ્ધ અને જગતની આઝાદી પસંદ પ્રજાઓના સાથમાં આપણા દેશદાઝનો નેજો ફરકાવવા ઓછામાં ઓછું આટલું કરવાની આવશ્યકતા છે.

## આપણા દોસ્તો

લાલ લશ્કરના મહાન વિજયો માત્ર સોવિયેત પ્રજાઓ માટે જ નહિ પણ દુનિયાની હરેક પ્રજા માટે નવો ઇતિહાસ સર્જી રહ્યા છે. સ્તાલિનગ્રાદના પાદરે લાલ લશ્કરે હિટલરી ધાડાંઓને હિંદ આવતા અટકાવ્યા. આજે હવે પોતાના વિજયી પ્રતિઆક્રમણથી જગતને જીતવા નીકળેલ હિટલરવાદીઓ પર તે મરણતોલ ફટકા વીંઝી રહ્યું છે. જે ઘડીએ મિત્રરાષ્ટ્રો બીજો મોરચો ઉઘાડશે, એ ઘડીએ હિટલર જર્મની પર અંતીમ ફટકો પડશે. આમ થયા પછી બ્રિટન અને અમેરિકાની સમગ્ર નૌકાદળની, હવાઇદળની તથા લશ્કરની તાકાત એશિ-યાની લડાઇ માટે ફારગ થશે. હિટલરના ભાગીદાર ટોજો સામે એ શક્તિ અજમાવવામાં આવશે.

સોવિયેતના વિજયોથી આપણને આમ લશ્કરી મદદ મળે છે એટલું જ નથી; આજે તો આ વિજયો હિટલરે તાબે કરેલા યુરોપના દેશોના જન આંદોલનમાં પ્રાણ પૂરી રહ્યા છે. સોવિયેત સરકારે આ લોકશાહી બળોને ઉત્સાહ આપી, માન્ય કર્યાં છે. આજે સોવિયેત સરકાર દરેક દેશમાં સંયુકત લોકશાહી સરકાર સ્થાપાય તે માટે સક્રિય મદદ કરી રહી છે. આને પરિણામે યુરોપમાં લોકશાહી સરકારો સ્થપાશે અને સોવિયેત સંઘની સાથીદારીમાં તેઓ શાંતિમય યુરોપનું નવસર્જન કરશે. જુનું યુરોપ જગત શાહીવાદની જુગજુની બેઠક હતું. આજે હવે યુરોપ શાહીવાદીઓના હાથમાંથી નીકળી ત્યાંની પ્રજાઓના હાથમાં આવતું

જાય છે. જનતાની સરકારો વાળું યુરોપ હિંદી પ્રજાનું નૈતિક અને રાજકીય દોસ્ત બનશે. પહેલા વિશ્વ યુદ્ધ પછીના દિવસોમાં (૧૯૧૭–૩૯) પોતાને રાજકારણની રમતમાં સોગઠી બનાવનાર અને અંતમાં તેને હિટલરી ફાસિવાદને ચરણે ધરનાર બ્રિટિશ શાહીવાદીઓનું એ પ્યાદું નહિ બને.

## બ્રિટિશ અને અમરિકી જનતા

જપાન સામેના પ્રતિ આક્રમણનાં જ્યારે એશિયામાં ખરેખરાં મંડાણ થશે ત્યારે ખુદ બ્રિટિશ અને અમરિકી પ્રજાઓ જ સમજશે કે હિંદી પ્રજાના સહકાર વિના જપાનને હરાવવું કેટલું મુશ્કેલ છે. હિંદુસ્તાનનો સહકાર નહિ હોય તો ખુદ તેમના પોતાના સૈનિક–બેટાઓની વધુ ખુવારી થશે. તેમને સમજાશે કે તેમની પોતાની મહેનતથી તૈયાર થયેલ શસ્ત્ર સરંજામ પૂરેપૂરો ઉપયોગમાં આવતો નથી; કારણ હિંદુસ્તાનનો રાજઅમલ દેશભકત નેતાઓના હાથમાં નથી પણ વિદેશી નોકરશાહો હસ્તક છે. આવી સ્થિતિમાં કેટલો લાંબો વખત તેઓ પોતાના સૈનિક બેટાઓના જાનનો ભોગ આપશે? કેટલા વધુ વખત માટે તેઓ પોતાના સતત શ્રમના પરિણામને વેડફાવા દેશે?

બ્રિટિશ અને અમરિકી પ્રજા હિંદી આઝાદીની વાત બરાબર સ્વીકારશે જ. આમ જનતા તો દુનિયા ભરમાં સરખી જ છે; એને શાંતિ જોઈએ છે. અને આઝાદી માટે એને મહોબ્બત છે.

જેમ જેમ બધા પક્ષના હિંદી દેશભકતોને વધુ ને વધુ સંખ્યામાં જપાની ફાસિવાદીઓ સામે તૈયાર થતાં તેઓ જોશે તેમ તેમ એમેરીના જુઠાણાં તેઓ સમજી જશે. બ્રિટનનાં બધા મુખ્ય ટ્રેડ યુનિયનોએ રાષ્ટ્રીય નેતાઓની મુકિત તથા રાષ્ટ્રીય સરકાર માટે માંગ ઉઠાવી છે. વરસ પહેલાં, બ્રિટિશ કમ્યુનિસ્ટોએ ઉઠાવેલ સૂત્ર "એમેરીને હાંકી કાઢો" નો પડઘો પાર્લામેન્ટમાં લેબર પાર્ટીના નેતા પેથિક લોરેન્સને ય પાડવો પડયો છે.

જેમ જેમ બ્રિટિશ તથા અમરિકી જનતા આપણને અન્ન મોરચે લડતાં જોશે એમ એમ તેઓને આપણામાં વધુ વિશ્વાસ બેસશે. આજનો પ્રશ્ન આપણા માટે આપણી પ્રજાને પેટપૂર ખવડાવવાનો પ્રશ્ન છે. તેમને માટે એ બીજું સ્વરૂપ લે છે. તેમને મન તો જે મોરચા પર તેમના સૈનિક પૂત્રો લડી રહ્યા છે તેની પીછાડી સાચવવાનો આ પ્રશ્ન છે. ગઇ સાલના બંગાળના દુકાળે નોકરશાહીના મૂળ પર મોટો ઘા કર્યો છે. હિંદી દેશભકતો એ બતાવી આપશે કે જ્યારે નોકરશાહી સંઘરાખોરોની બગલમાં જઈ બેઠી હતી ત્યારે અમે એની સામે લડયા હતા. નોકરશાહોએ સરજેલ અરાજકતામાંથી અમે હિંદને બચાવી શકીએ તેમ છીએ અને બચાવીશું જ. હિંદી દેશભકતો વ્યવહારમાં આ આચરી બતાવે તો બીજો દુકાળ નોકરશાહીના નાશની નોબત બજાવશે.

હિંદી દેશભકતો પોતાની દેશાભિમાની ફરજ વધુ ને વધુ બજાવતા થશે

તેમ તેમ, હિંદને ગુલામ રાખીને ફાસિસ્ટ જપાન સામેનું યુધ્ધ લડવું અને જીતવું અશક્ય છે એ વાત બ્રિટિશ અને અમેરિકી જનતા વધુ ને વધુ સમજતી થશે.

હાથ જોડીને લાંબી વખત આપણે બેસી રહીશું તેમ તેમ સંઘરાખોરો આપણા લોકોને વધુ ને વધુ મોત તરફ ધકેલશે; દેશ ભરમાં બંગાળની કરૂણ કથા પેદા કરશે; અને, વધુ ને વધુ પ્રમાણમાં જપાની હલ્લાખોરો આપણા દેશમાં પગપેસારો કરશે.

કોંગ્રેસના નામે બોલવાનો ઈજારો રાખનાર કોંગ્રેસ સોશિયાલિસ્ટોની નીતિનો ઇન્કાર કરી, રાષ્ટ્રીય એકતા અને લોકોની રોટી માટે કાર્યરત બનવાનો તમામ કોન્ગ્રેસજનોને કોલ આપી દેશાભિમાની લોકમતને જગાડવાના શ્રીમતી સરોજિની નાયડુના પ્રયાસોને અમે આવકારીએ છીએ. કોન્ગ્રેસ કારોબારીના સભ્યોમાંથી આજે તેઓ એકલા જ જેલ બહાર છે.

મધ્યસ્થ ધારાસભામાં સંયુક્ત મોરચો રચી કોંગ્રેસ તથા લીગે–આપણી મુખ્ય દેશાભિમાની સંસ્થાઓએ સાચી દિશામાં ડગ ભર્યું છે. કોંગ્રેસના ઠરાવમાં આત્મનિર્ણયના અધિકારનો સ્વીકાર કરવામાં આવ્યો છે એવું પોતાના મુસ્લિમ ભાઇઓને જણાવી સંયુક્ત પ્રાંતના કોંગ્રેસજનોએ એથી યે આગળ ડગ ઉઠાવ્યું છે.

અમે ઉપરના પગલાંઓને આવકારીએ છીએ. પણ આજે અમને શોક થાય છે કે હજુય કોંગ્રેસ અને લીગ બન્નેના પગ એકતાના માર્ગે વળતાં થોથવાય છે; ને, બીજો પક્ષ પ્રથમ પગ ઉપાડે તેવી લાગણી પ્રવર્તે છે. એકતા થવી જોઇએ એ વાત બધા સ્વીકારે છે. પણ જુના વહેમો ઘસાતાં વાર લાગે છે. જપાની આક્રમણ તથા બગડેલી આર્થિક પરિસ્થિતિથી ઉભી થયેલી વિષમતા હજુ પૂરેપૂરી સમજાઈ નથી. તેથી બીજો પક્ષ પ્રથમ પગલું લે, તેને માટે વધુ પડતી રાહ જોવાય છે. આને પરિણામે પોતાના સાથી દેશભકતોમાં શ્રદ્ધા હોય તેવા જુસ્સાને બદલે—પોતાની તાકાતથી જ ચાલીસ કરોડ જનતાને તૈયાર કરવાની આશાને બદલે હતાશાનું વાતાવરણ ફેલાયું છે.

જો બધા દેશભકતો જનતાને જપાન સામે તૈયાર કરે તો આપણો વિશાળ દેશ અજેય રહેશે.

પોતાના મા ભોમના રક્ષણ માટે, પોતાની પ્રજાની સેવા માટે, જો આપણા બધા દેશભકતો એક બને તો આપણી પૂરાણી પ્રજા ફરી ભાંગીને ભૂકકો બનશે નહિ.

લીગ અને કોંગ્રેસ જેટલાં જલદી એક બનશે અને સંયુકત રાષ્ટ્રોનો સહકાર લેવા મથશે તેટલી જલદી રાષ્ટ્રીય સરકાર આપણે હાંસલ કરીશું.

આજે આપણી સામે જે ભય ફુંકાડા મારી રહ્યો છે તેની સામે લડવા આ એક જ રસ્તો છે. આપણા બધાયનું જે ધ્યેય છે, જે નેમ છે તેને સિદ્ધ કરવાનો આ એક જ પંથ છે.

# ( મહાત્માજીની મુક્તિ પ્રસંગે લખાયેલો 'લોકયુદ્ધ'નો અગ્રલેખ )

ગાંધીજીને—ભારતની એ મહાન દેશાભિમાનની સંસ્થા-કોંગ્રેસના પ્રાણને આજે આપણે ફરી પાછા આપણી વચ્ચે પામ્યા છીએ. આખા રાષ્ટ્રની જનતાએ નિરાંત ને સુખનો દમ ભર્યો છે. આપણી છાતી પરનો અસહ્ય બોજ જાણે એકદમ હળવો ફુલ થઇ ગયો છે. એ બંધનમુક્ત ગાંધીજીને અમો સન્માન ભર્યા હૈયે આવકારીએ છીએ.

સમસ્ત દેશવાસીઓની જેમ અમે પણ એમના સ્વાસ્થ્ય વિષે ચિંતા સેવી રહ્યા છીએ. અમને એ વાતમાં પૂરેપૂરો વિશ્વાસ છે કે, એમની વજ્ર સમી સંકલ્પ શક્તિ, આપણા દેશના ઉત્તમ ને કલાનિષ્ણાત તબીબોની કુશળતા તથા રાષ્ટ્રની પ્રબળ અંતરેચ્છાનો વિજય અવશ્ય થશે, ગાંધીજી વૃદ્ધાવસ્થા ને માંદગીના આ ધક્કાને ખમી જશે, ને રાષ્ટ્રના સુકાની તરીકેનું પોતાનું સ્થાન સંભાળી લેશે.

દેશ આખો જાણે પાતાળનાં અતલ ઉંડાણ માપતો હોય તેમ આફતોની ગર્તામાં ઉંડો ને ઉંડો ઉતરતો જાય છે. કોઈનું જીવન આજે સલામત નથી. કોઈ પોતાની મેળે એકલે હાથે એ ખાઇમાંથી બહાર નીકળવા સમર્થ રહ્યું નથી. અત્યારે તો આ ધરતી પર હસ્તી ધરાવનાર એક એક દેશાભિમાની પક્ષ ને કોમની-હિંદ-માતાના એક એક સંતાનની નજર મંડાઈ રહી છે...રાષ્ટ્રના એ દુલારા સપૂત પર...મહાત્મા ગાંધી પર.

ગાંધીજીનું પ્રથમ નિવેદન એ માત્ર હિંદની જ નહિ દુનિયા ભરની આઝાદી પસંદ માનવતાનું ભાવિ ઘડશે, એનો ઇતિહાસ રચશે.

નાદુરસ્ત તબીયતને કારણે જ અમે ગાંધીને મુક્ત કર્યા છે એ વાત જાહેર કરવા સામ્રાજ્યશાહીના નોકરોએ છાપરે ચઢીને પોકાર કર્યો છે, પણ... શા માટે? કારણ દેખીતું છે કે, હિંદી સરકારની મડાગાંઠ જેવી ને તેવી રહે એ જ એની કામના છે. હિંદ, બ્રિટન ને સંયુકત રાષ્ટ્રોની જનતા વચ્ચે કોઈ રીતે ભાઈ-ચારાનો સંબંધ ન બંધાય એ જોવા તે સદા આતુર ને પ્રયત્નશીલ છે. આજસુધી પોતાની ઘસાઈ ગયેલી તોપનું મોં જે ઉલ્ટી દિશાએ માંડીને તેઓ બેઠા છે, ત્યાંથી એમને તો કેમેય ચસવું નથી. છતાં, એમની પરવા કર્યા વિના, રાષ્ટ્રના આ મહા-રથને આઝાદીની મંઝીલે સહિસલામત પહોંચાડવાનું વિકટ ને મહાભારત કામ તો ગાંધીજીએ જ કરવાનું રહે છે.

સત્તાવાર રીતે કોંગ્રેસની આજની નીતિને ફરીવાર સ્પષ્ટ રીતે જાહેર

કરતા ગાંધીજીના એ પ્રથમ નિવેદનની અમે આતુરતા પૂર્વક રાહ જોઈ રહ્યા છીએ. લિનલિથગો પરના એમના પત્રોએ કોંગ્રેસ વિષેનાં શાહીવાદી જુઠાણાંને દિવસના અજવાળામાં ખુલ્લાં કરી બતાવ્યાં છે. ને એમનાં કાર્યક્ષેત્રનાં સાથી શ્રીમતી સરોજિની દેવીને મોંએ સરકારી તાળાં હોવા છતાં એમણે જે કંઈ કહ્યું છે એણે સ્થિતિને વધુ સ્પષ્ટ બનાવી છે. એમના વિશ્વાસુ અનુયાયીઓ–યુક્ત પ્રાંત ને આસામના કોંગ્રેસજનોએ પણ રાષ્ટ્રના ધ્વજની ઈજ્જત વધારે તેવાં પગલાં ભર્યાં છે. પણ છતાં કોંગ્રેસજન નામે જોવા જાઓ તો આજે સૌનાં મન એક દિશામાં ચાલી રહ્યાં નથી જ. નોકરશાહી પ્રત્યેની એમની કડવાશ ને રોષ સકારણ છે. પણ હવે એથી આગળ જઈ શું કરવું તે એમને સૂઝતું નથી. એ મુંઝવણમાંથી એમને ઉગારી લઈ આગળ દોરવાની તાકાત જો કોઈનામાં હોય તો તે માત્ર ગાંધીજીના જ હાથમાં છે.

જપાની હુમલાખોરોએ બોઝને હથિયાર બનાવી આપણી ભૂમી પર હુમલો કરી દીધો છે; આવે વખતે એક ક્ષણ આપણે નકામી ન ગુમાવીએ તે ગાંધીજી જોશે જ એવી અમે આશા રાખીએ છીએ. ફાસિવાદી હુમલાખોરના ધસારાને ખાળવા માટે ગાંધીજીની પ્રેરણાદાઇ હાકલ જેટલી વહેલી આવશે તેટલા જ વહેલા બ્રિટીશ ને અમેરીકન જનતાના કાન ખૂલી જશે...ને વેવલ પર સમાધાન કરી દેવાનું દબાણ વધી પડશે.

દેશમાં ને પરદેશમાં વસતા એક એક પ્રમાણિક માણસને એ વાત આજે દીવા જેવી ચોકખી થઇ ગઇ છે. માઉન્ટબેટન ને સ્ટીલવેલ કોઈ એકલે હાથે આજે જપાન સામે લડી દિ' ઉજાળી શકે એમ નથી જ. સૌ જાણે છે કે, એક ગાંધીજી જ મિત્ર રાષ્ટ્રોને હિંદના સંપૂર્ણ સહકારની બાંહેધરી આપી શકે એમ છે હિંદ સાથેના તાત્કાલિક સમાધાનના પ્રશ્નો પર પરદેશનાં પ્રગતિશીલ બળો કેટલા પ્રમાણમાં જલ્દીથી સંગઠિત થઈ શકે છે એનો આધાર ગાંધીજી આ વખતે દોરવણી આપશે એ પર રહેલો છે.

દેશમાં–બીજી એવી મોટી રાજકીય સંસ્થા છે મુસ્લિમ લીગ. કોંગ્રેસની જેમ એ ય દેશમાં પ્રવર્તિ રહેલી મડાગાંઠથી ઘરાઇ ગયેલી છે. આજે એકે એક લીગીજન ગાંધીજી સામે આતુર નજર માંડી રહ્યો છે. અમારા આત્મનિર્ણયના અધિકાર વિષે તે શું કહે છે? જનાબ ઝીણા સાથે વાટાઘાટ કરી કંઈ નિવેડો લાવે છે ખરા? કે જેથી આપણે તમામ શકિત ભેગી કરી આ નોકરશાહીના હાથમાંથી રાષ્ટ્રીય સરકારની લગામ હાથ કરી શકીએ. બીજી બાજુ જનાબ ઝીણા તો જ્યાં સુધી મુસ્લિમ પ્રજાઓનો આત્મનિર્ણયનો અધિકાર માન્ય થાય એવી ખાત્રી ન મળે ત્યાં સુધી કાંઈ વાત કરવા તૈયાર જ નથી.

માત્ર ગાંધીજી જ એ જૂના પૂર્વગ્રહો ને મતભેદોથી પર બની આગળ પગલું ભરી શકે તેમ છે. જરૂરી ચર્ચાઓ કરી લીગની ન્યાયી માગણી સ્વીકારી

શકે તેમ છે. આ રીતે મુસ્લિમ પ્રજાઓના આત્મનિર્ણયના હક્કના સ્વીકારને ધોરણે રાષ્ટ્રીય એકતાનું આનેય હથિયાર ઘડી સારા યે દેશ માટે રાષ્ટ્રીય સરકાર હાંસલ કરી શકે તેમ છે.

જરૂરિયાત વખતે લોકોની પડખે રહી એમની સેવા કરવાનું શીખવીને જ ગાંધીજીએ કોંગ્રેસને મજબૂત બનાવી છે. આજે તો દેશને ખૂણે ખૂણે લોકો દુઃખકષ્ટમાં પીડાઈ રહ્યાં છે. અનાજના ભાવમાં જ નહિ, જીવનની જરૂરિયાતની એક એક ચીજમાં આજે ચામડી ઉતરડી લે તેવી મોંઘવારી ફેલાઇ ગઇ છે. આવે વખતે આપણાં નેણ મંડાઈ રહ્યાં છે, ગાંધીજી પર કે તેઓ સંઘરાખોરીને નફાખોરી તથા સટ્ટાખોરીને જનતા પ્રત્યેના મહાપાપ તરીકે જાહેર કરશે. એ પાપ આચરનારને દેશના દ્રોહી તરીકે ખુલ્લો કરશે. લોકોની સેવા માટે કોંગ્રેસજનને અનાજનું કામ ઉપાડી લેવાનો આદેશ આપશે. એ કામ તરફ બેદરકારી એ દેશદાઝ નહિ પણ સાંકડી સાંપ્રદાયિક મનોવૃત્તિ છે એમ એમને સમજાવશે.

દેશમાં પરદેશી નોકરશાહી સત્તાનું આંધળું રાજ હોય છતાં રાષ્ટ્ર સામે પડેલા મહાન ને અતિ મહત્વના સવાલોને તાત્કાલિક હાથમાં લઈ, એકાગ્ર મને એને પાર પાડવા મથવું એ ગાંધીજીએ આપણને શીખવાડયું છે. ને એ વિદ્યાના જોરે જ તો તેઓ હિંદુસ્તાન જેવા ગુલામ દેશમાં ય કોંગ્રેસ જેવી એક મોટામાં મોટી તાકાતવાન દેશાભિમાની સંસ્થા ઉભી કરી શકયા છે.

બંગાળ આજે જપાની હુમલાના ભયે ઘેરાયેલું છે...એટલું જ નહિ પણ પહેલાંના ને આજે જાગી રહેલા બીજા દુષ્કાળ ને રોગચાળાએ કરી લાખો માનવી આજે ત્યાં મૃત્યુ પામ્યાં છે. એ બંગાળને બચાવવા દેશ ભરના લોકો જાગૃત બને, તેઓ પોતાના પ્રાંતની અનાજ પરિસ્થિતિ સંભાળી લે તેવી દોરવણી ગાંધીજી આપે તેવી અમે આશા રાખીએ છીએ.

પોતાના અનુયાયી કોંગ્રેસજનોમાંનો એમનો વિશ્વાસ અમર્યાદ ને વજ્રસમ બનો; કે જેથી તેઓ કોંગ્રેસ ને લીગને એક કરી શકે, દેશ આખો સંયુકત બની લોકોના સુખ ને મુલ્કની આઝાદી માટેના જંગમાં સફળ રીતે ઝુઝી શકે ને તેમ કરી આપણા મુલ્કને દુનિયાની આઝાદી પસંદ જનતા સાથે ભાઇચારાની ગાંઠે ગાંઠી શકે. અમે હિંદના ૨૫ હજાર કમ્યુનિસ્ટો એ મહારથીને ચરણે અમારો હૃદયપૂર્વકનો સંપૂર્ણ સહકાર ધરી દઇએ છીએ.

---

શરફ અથર અલીએ, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઈનરોડ, મુંબઈ ૪. થી છાપી, લોક પ્રકાશન ગૃહ, રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિધ્ધ કર્યું.

ત્રીજી આવૃત્તિ **સામ્યવાદ** કિંમત ૧૨ આના

**બહાર પડી ચૂકી છે** લેખક : **ભોગીલાલ ગાંધી**

સામ્યવાદની સરળ સમજ આપતું આ પુસ્તક ગુજરાતીમાં અપૂર્વ છે. સમાજની ઉત્પત્તિથી માંડી, સામંતશાહી, મૂડીવાદ, સામ્રાજ્યવાદ, ફાસિવાદ તથા તેની સામેનાં ક્રાંતિકારી બળોના વિકાસની અને સમાજવાદ તથા સામ્યવાદની કક્ષા સમજાવતી એક માત્ર કિતાબ.

•

# મેઘધનુષ

પરદેશી દુશ્મનની એડી નીચે પડેલા એક ગામડાંની અપૂર્વ વીરતાભરી રોમાંચક મુક્તિકથા : બાળક, સ્ત્રી, વૃદ્ધો—એકેએક ગ્રામવાસીના અટગ નિશ્ચયબળની જગવિખ્યાત નવલકથા

'સ્તાલિન ઈનામ' જીતી જગવિખ્યાત બનેલ

RAINBOW : ગુજરાતીમાં આલેખનાર

**કિંમત રૂપિયા ૪** **રમણલાલ સોની**

•

**જેના પર આખા જગતની નજર ઠરી છે**

# સોવિયેત રશિયા

જગતને આજે તરેહ તરેહની વાતો, જીજ્ઞાસા અને અચંબાથી ભરી રહેલ સોવિયેત દેશની નૂતન સંસ્કૃતિનો પરિચય

**રાજકીય અને આર્થિક જીવન ઉપરાંત**

નીતિ, ધર્મ, શિક્ષણ, સાહિત્ય, રંગભૂમિ, ચિત્રપટ, કલા, વિજ્ઞાન, નારીજીવન, જેલ અને ગુના, લઘુમતિ પ્રજાઓ, લાલ સેના, રાજ્ય કમ્યુનિસ્ટ પાર્ટી, અને પરદેશનીતિ વગેરે વગેરે વિષે

**અભ્યાસપૂર્ણ અને આધારભૂત ગ્રંથ**

લેખક : **ભોગીલાલ ગાંધી**

**પૃષ્ઠ ૪૩૨ : અનેક ફોટાઓ સહિત : કિં. રૂપિયા પાંચ**

---

**લોક પ્રકાશન ગૃહ : ખેતવાડી, મુંબઈ ૪**